ગુજરાતના વીર મંત્રી

# તેજપાલનો વિજય.

(ગોધ્રા, પાવાગઢ અને ચાંપાનેરના અપ્રકટ ઇતિહાસ સાથે)



तेजःपालः पालितस्वामितेजःपुंजः सोऽयं राजते मंत्रिराजः ।
दुर्वृत्तानां शंकनीयः कनीयानस्य भ्राता विश्वविश्रान्तकीर्तिः ॥”

—ગૂર્જરેશ્વર-પુરોહિત સોમેશ્વર કવિ.

લેખક—
પં. લાલચંદ્ર ભ. ગાંધી.

શ્રીજૈનધર્માભ્યુદય ગ્રંથમાલા [ ૩ ]

ગુજરાતના વીર મંત્રી

# તેજપાલનો વિજય.

( ગોધ્રા, પાવાગઢ અને ચાંપાનેરના અપ્રકટ ઇતિહાસ સાથે )


લેખકઃ—

પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી.



પ્રકાશકઃ—

અક્ષયચંદ્ર ભગવાનદાસ ગાંધી

હેરીસ રોડ, ભાવનગર (કાઠિયાવાડ).

વીર સં. ૨૪૬૧ ] :: [ વિક્રમ સં. ૧૯૯૧

મૂલ્ય ૦-૮-૦

# વિષયાનુક્રમણિકા.

# નિવેદન

આ ઐતિહાસિક લેખ, પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે 'જૈનધર્મ પ્રકાશ' ના સુવર્ણ વિશેષાંક માટે લખવામાં આવ્યો હતો; પરંતુ ફા. શુ. ૧૫ સુધીમાં મોકલવા સૂચવાયેલ લેખ, અહીંથી ચૈત્રી પૂર્ણિમાએ જ પૂર્ણ કરી ભાવનગર મોકલી શકાયો હતો. જૈન ધર્મ પ્રસારક સભાના માનનીય પ્રમુખ શ્રીમાન્ શેઠ કુંવરજીભાઇએ તેની પહોંચ લખતાં તા. ૨૧–૪–૩૫ ના પત્રમાં તે તરફ સદ્ભાવ દર્શાવતાં જણાવ્યું હતું કે–" લેખ મળ્યો પણ બહુ મોડો મળ્યો. × હવે તો અંક પૂરો છપાઇ ગયો × × લેખ વાંચી ગયો છું. **અત્યુપયોગી છે. પ્રયાસ ઘણો લીધો છે. પ્રસ્તાવના અસરકારક છે. હવે તો તેને જુબીલી અંક વિભાગ બીજામાં દાખલ કરશું. × × તેમાં યોગ્ય સ્થાને સમાસ કરશું. × ×"**

પરંતુ કુદરતના કોઇ અજ્ઞાત સંકેત પ્રમાણે ત્યારપછીના તા. ૨૮–૫–૩૫ ના પત્રમાં તેઓએ જણાવ્યું કે–" વૈશાખ–જેઠના અંકમાં જુબીલી સંબંધી હકીકત જ મુકવાની છે. × × એટલે એ અંકમાં તમારો લેખ નહીં આવી શકે. અશાડના અંકમાં જરૂર મૂકશું." અને અષાડના અંકમાં આ લેખને સ્થાન આપવા ખાસ ઇચ્છા દર્શાવતાં × × **'તે બધામાં આપના લેખને અગ્રપદ આપવાનું છે.'** વિગેરે તા. ૪–૬–૩૫ ના પત્રમાં પણ જણાવેલું; પરંતુ આ લેખ, ઉદ્દેશ પ્રમાણે વિશેષાંકમાં પ્રકટ ન થઇ શક્યો તો સામાન્ય અંકમાં મૂકાવવો યોગ્ય ન લાગતાં 'ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવો' એવો વિચાર થયો અને પરિણામે અંકોટ, ગોધ્રા, પાવાગઢ અને ચાંપાનેરના મહત્ત્વના અપ્રકટ ઇતિહાસ સાથે વિભૂષિત થઇને આ રીતે પ્રકાશમાં આવે છે.

# સ્મરણાંજલિ

" अघटितघटितानि घटयति सुघटितघटितानि जर्जरीकुरुते ।
विधिरेव तानि घटयति यानि पुमान् नैव चिन्तयति ॥ "

વિધિની વિચિત્ર ઘટનાથી સુઘટિત થયેલાં સ્નેહીઓ અઘટિત રીતે વિઘટિત થાય; ત્યારે વિદ્યમાન વિવેકી સ્નેહી, તેનું મધુર કિંવા કરુણ સ્મરણ, શબ્દો દ્વારા શું વ્યક્ત કરી શકે છે ? તેમ છતાં, ભારતવર્ષના આર્ય સજ્જનોએ અને સન્નારીઓએ પોતાનાં સ્નેહીઓનાં સંસ્મરણો અનેક રીતે કર્યાં છે. તેમના સ્મરણાર્થે તથા શ્રેય, પુણ્ય અને યશોવૃદ્ધિ માટે દાનાદિ અનેક સત્કર્તવ્યો કર્યાં છે, અનેક ચિત્રો, પ્રતિમાઓ, મૂર્તિયો, મંદિરો જેવાં સ્મારકો કરાવ્યાં છે. પવિત્ર પુસ્તકો રચાવ્યાં છે, લખાવ્યાં છે. તેમના અવિનાશી યશોદેહની રક્ષા કરી તેમને અમર બનાવવા શક્ય પ્રયત્નો અવશ્ય કર્યા છે.

પ્રસ્તુત વીર મંત્રીશ્વર **તેજ**પાલે પોતાના સમસ્ત સ્નેહી સંબંધી કુટુંબ–પરિવાર અને ઉપકારી સજ્જનોનાં અપૂર્વ અદ્ભુત સ્મારકો કરાવ્યાં હતાં, તેમાં તેની પત્ની **અનુપમા**નું પણ વિશિષ્ટ સંસ્મરણ છે. અનુપમ સદ્ગુણ–શીલશાલિની, સત્કર્તવ્યોમાં પ્રેરનારી, સદ્ધર્મ-નિષ્ઠ, સાક્ષાત્ [1]લક્ષ્મી જેવી **અનુપમા**ના સ્મરણાર્થે શ્રીશત્રુંજયમાં

---

[1] " **तेजः**पाल इति प्रधाननिवहेष्वेकश्च मन्त्रीश्वर–
स्तज्जायाऽ**नुपमा** गुणैरनुपमा प्रत्यक्षलक्ष्मीरभूत् ॥ "

—પ્રબંધચિંતામણિ [ પ્ર. ૪ ].

અનુપમ સરોવર કરાવ્યું હતું, અને આબુમાં તેના તથા તેના પુત્ર લાવણ્યસિંહ( લૂણસીહ )ના પુણ્યાર્થે, નેમિનાથનું અદ્ભુત શિલ્પકલા-મય મનોહર દેવાલય( લૂણસીહ–વસહી ) રચાવ્યું હતું; ત્યાં દેવાધિ-દેવના પરમોપાસકરૂપમાં પોતાની તથા અનુપમાની મૂર્તિ પણ કરાવી હતી. જેનું ચિત્ર( ફોટો ) અહિં પ્રારંભમાં મૂકવામાં આવ્યું છે; તેના અનુકરણરૂપે, ૩૫૦ વર્ષો પછી મોગલ શહેનશાહે પોતાની પ્રિયતમાના સ્મરણાર્થે કરાવેલ આગ્રાનો તાજમહાલ દૃષ્ટિગોચર થાય છે–એ ચિરસ્થાયી સ્મારકો સ્નેહીઓનાં અપૂર્વ સંસ્મરણો નથી શું ? તેમ સામાન્ય મનુષ્ય, યથાશક્તિ કરે તો તે શું અયોગ્ય લેખાય ?

આ સ્થળે દુઃખભર્યું આત્મ–નિવેદન પ્રકટ કરવાની કરુણ ફરજ ઉપસ્થિત થઇ છે. નામથી અને સદ્ગુણોથી ઉપર્યુક્ત અનુપમાનું સ્મરણ કરાવતી એક વ્યક્તિ, આશાભરી યુવાનીમાં પ્રવેશ કરતાં, ૨૨ વર્ષ જેટલી વયમાં–ગત વર્ષમાં ( વિ. સં. ૧૯૯૦ આષાઢ વ. ૧૨ ) આ પંક્તિ-ઓના લેખક સાથેનો ૮ વર્ષનો દાંપત્ય સંબંધ તજીને અકાળે પરલોક–પ્રવાસિની થઇ છે ! ભાવનગરની સ્મશાનભૂમિમાં ભસ્મીભૂત થતા એના દેહને દુઃખી હૃદયોએ અશ્રુભરી નજરે નીહાળ્યો છે !!

સજ્જન કુશલ ડૉક્ટરોની તથા વૈદ્યોની કિંમતી સલાહોને અને દવાઓને, વિધિની પ્રતિકૂલતાએ, સફળ થવા દીધી નહિ, વડોદરાથી તળાજા, ભાવનગર તરફ કરેલાં પ્રયાણોને અશુભ યોગવાળાં બનાવ્યાં; જેની જીવન–જ્યોતિને ઉજ્જીવિત રાખવા કરેલા ઉપચારોને, પ્રભુ–પ્રાર્થનાઓને, સંતોના શુભાશીર્વાદોને પણ દુર્દૈવે નિષ્ફળ કર્યા, જેનાં માત–પિતા, બ્હેનો અને ભાઇ વિગેરેના તથા અન્ય સ્વજનોના અનેક પ્રયત્નોને સાર્થક થવા દીધા નહિ !!!

ક્ષય જેવી ભયં[illegible]ધિએ [illegible] મહિનાઓ પર્યન્ત ઘેરી અતિક્ષીણ, [illegible]ી, એવી [illegible] વિષ[illegible] માં–

પ્રતિકૂલ સંયોગો વચ્ચે પણ જેના પવિત્ર આત્માએ ઉચ્ચ પ્રકારની શાંતિ, હિંમત, અદ્ભુત ધૈર્ય, વિવેક અને ડહાપણ દર્શાવ્યાં.

અતિક્ષીણ અશક્ત થયેલા દુર્બલ દેહે પણ, દાદરેથી પડતી પોતાની બે વર્ષની બાલિકા( ચિ. કૌમુદી )ને ઝીલી બચાવી લેવા જેણીએ ફાળ ભરી. અંતિમ દિને મૃત્યુ-શય્યાથી પણ જેણીએ સ્વજન-કુટુંબના શ્રેયમાટે ઐક્યની ભવ્ય શુભ ભાવના પ્રકટ કરી, સર્વ જીવો પ્રત્યે ક્ષમાપના કરી. પ્રભુ-પ્રાર્થના, તીર્થસ્તવન-શ્રવણ-સ્મરણ અને સ્વાધ્યાય-ધ્યાનમાં ચિત્ત એકાગ્ર કર્યું. લાભશ્રીજી જેવાં વયોવૃદ્ધ પૂજ્ય સાધ્વીજીનાં દર્શનનો અને અંતિમ આરાધનાનો સુયોગ મેળવ્યો.

મૃત્યુની આગાહી થતાં, ખોળામાં માથું મૂકી સદાને માટે વિદાય માગતી પત્નીને, જીવન બચાવવા અસમર્થ નીવડતો સ્વજન, અશ્રુ-જલાંજલિ સિવાય શું આપી શકે ? ઇષ્ટ જનના વિયોગનું આઘાતકારક વિષમ દુઃખ અનુભવતો સાચો પ્રેમી પણ અન્ય શું કરી શકે ?

જેનો નિર્દોષ આનંદી સ્નેહાળ સરળ સૌમ્ય સ્વભાવ નજર સામે તરવરે છે. જેની સાચી ટેક, સાચું કહેવાની હિંમત, વ્યવહાર-દક્ષતા અને જેના વિનય, વિવેક, વિદ્યા-કલા-પ્રેમ આદિ સદ્ગુણોને સ્નેહીઓ સંભારે છે, જેનું કુટુંબ-વાત્સલ્ય ભૂલાતું નથી; તેના વિયોગની વાર્ષિક તિથિએ ( સ્વર્ગવાસની સંવત્સરીમાં ) તેના આત્માને પરમ શાંતિ ઇચ્છતાં, નિવાપાંજલિરૂપ આ સ્મરણાંજલિ સમર્પું છું. આ લઘુ કૃતિ જેની શુભ ભાવનાભરી પ્રેરણાથી પ્રકટ થાય છે, તે આત્માએ અધિષ્ઠિત કરેલા દેહની પ્રતિકૃતિની યોજના અહિં ઉચિત લેખાશે.

વિ. સં. ૧૯૯૧
આષાઢ વ. ૧૨
**વડોદરા.**

—લેખક.

# પ્રાસ્તાવિક.

**અંકોટ**

આ લેખ( પૃ. ૨૮ )માં જણાવ્યા પ્રમાણે મંત્રીશ્વર તેજપાલે વડોદરા પાસેના જે ઉત્કોટ-પુરમાં આદીશ્વર જિનનું પવિત્ર ધામ કરાવ્યું હતું, તે, વિક્રમની ૯ મી સદીમાં અંકોટપુર નામથી જાણીતું ૮૪ ગામવાળા તાલુકા-પ્રગણાનું મુખ્ય ઐતિહાસિક નગર જણાય છે. સમસ્ત મહાશબ્દો ( બિરૂદો-ટાઇટલો )ને પ્રાપ્ત કરનાર, મહાસામંતોના અધિપતિ, સુવર્ણવર્ષ( સુવર્ણ વર્ષાવનાર ), રાષ્ટ્રકૂટવંશી લાટેશ્વર કર્કરાજે શકનૃપ સં. ૭૩૪( વિ. સં ૮૬૯ )માં વૈ. શુ. ૧૫, સિદ્ધશમી આવાસથી વડપદ્રક ગામ( વર્તમાનમાં શ્રીમંત સરકારની રાજધાની વડોદરા )ને માતા-પિતાના તથા પોતાના આ લોક અને પરલોકના પુણ્ય-યશની અભિવૃદ્ધિ માટે બ્રહ્મદાય તરીકે આપ્યાનો ઉલ્લેખ, તામ્રપત્રમાં મળે છે. વલભી( વળા )થી વિનિર્ગત ભટ્ટ સોમાદિત્યના પુત્ર ચાતુર્વિદ્ય બ્રાહ્મણ ભાનુભટ્ટને ધાર્મિક ક્રિયાવૃદ્ધિ માટે અપાયેલ ઉપર્યુક્ત વડપદ્રક ગામ, પહેલાં, આ અંકોટ્ટકના ચતુર્વેદી બ્રાહ્મણને અપાયેલું હતું; તે સમયે આ અંકોટ્ટક(.વડોદરાની પશ્ચિમમાં )ની મુખ્યતાવાળી ચોરાશીમાં ગણાતું હતું. [ વિશેષ માટે જુઓ જ. બૅ. સો. વૉ. ૮, પૃ. ૨૯૩ તથા ઇં. એ. વૉ. ૧૨, પૃ. ૧૫૬ ]. હાલમાં જે નાનું ગામ અકોટા નામથી ઓળખાય છે. સમયની બલિહારી છે !!!

**ગોધ્રાના રાજા**

વીર મંત્રીશ્વર તેજપાલે વિક્રમની તેરમી સદીના અંતમાં ગોધ્રાના જે ઘૂઘુલ રાજા પર વિજય મેળવ્યો હતો, તે કયા વંશનો હતો? અથવા તેના પિતા કે પૂર્વજ કોણ હતા? તે સંબંધમાં કોઇ ઉલ્લેખ મળી શક્યો નથી, તેમ છતાં વિ. સં. ૧૨૭૪ માં ગોધ્રામાં રચાયેલા છક્કમ્મુવએસ અપભ્રંશ [૧]ગ્રંથના ઉલ્લેખ પરથી જણાય છે કે ત્યાં ચાલુક્યવંશનો કણ્હ (કૃષ્ણ) રાજા હતો. એથી અનુમાન થઈ શકે કે ઘૂઘુલ, તેનો પુત્ર યા વંશજ ઉત્તરાધિકારી હશે.

ગા. ઓ. સિરીઝમાં પ્રકટ થનારા એ ગ્રંથમાં ગોધ્રા

---

૧ સુપ્રસિદ્ધ વિદ્વાન્ અમિતગતિ મુનિની પરંપરામાં, માથુર-સંઘમાં થયેલા ચંદ્રકીર્તિ મુનિના સહોદર શિષ્ય અમરકીર્તિ ગણિ સારા કવિ થઇ ગયા, જેણે સં. પ્રા. અનેક ગ્રંથો રચ્યા હતા. તેઓ ગોધ્રા નિવાસી નાગર કુલના, કણ્હઉર વંશના, ગુણપાલ અને ચચ્ચિણિના સુપુત્ર હતા. તેઓએ પોતાના લઘુબંધુ અંબપસાય-( અંબા[આમ્ર]પ્રસાદ )ની પ્રાર્થનાથી વિ. સં. ૧૨૭૪ ના ભાદ્રપદ ૧૪ ગુરુવારે ગૃહસ્થોનાં ષટ્ કર્મોનાં ઉપદેશવાળો, અપભ્રંશ ભાષામાં ૧૪ સંધિમય छक्कम्मुवएसो ગ્રંથ એક માસમાં રચ્યો હતો:—

णायरकुल-गयणदिणेसरेण × × सुणि कण्हउरवंसविजयद्धय ! × ×
अंव्वपसाए चच्चिणिपुत्ते गिहिच्छकम्मपवित्तिपवित्तें ।
गुणवालहो सुएण विरयाविउ अवरेहि मि( वि ) मणेण संभाविउ ॥
बारह सयइ ससत्त-चयारिहि, विक्कमसंव्वच्छरहो विसालिहि ।
गयहिमि भद्दवयहो पक्खंतरि, गुरुवासरम्मि चउद्दसिवासरि ॥
एक्कें मासें एहु समत्थिउ, सइ लिहियउ आलसु अवहत्थिउ ।

અને ત્યાંના ચાલુક્યવંશી રાજા કણ્હ( કૃષ્ણ )નો પરિચય મળે છે કે:—

"ગૂર્જર દેશનો મહીતટ( મહીકાંઠા ) નામનો મધ્ય દેશ, બહુપ્રદેશવાળો છે. તે નગરો, આકરો અને શ્રેષ્ઠ ગામોવડે ઘેરાયેલો છે. વિવિધ પ્રકારની સંપત્તિવડે સમૃદ્ધ છે.

ત્યાં ગોદહ(ગોદ્રહ–ગોધ્રા) નામનું નગર છે, તે વિચિત્ર દેવેશોના ધામરૂપ હોઇ જાણે સ્વર્ગ હોય તેવું જણાય છે. ત્યાં રહેલા શોભતા પ્રાસાદોની પંક્તિયો શરદ્‌ઋતુનાં વાદળાંની તૃષાને( ? )વહન કરે છે; અને ધ્વજાની ઘુઘરીઓના મધુર ધ્વનિવડે જાણે પોતાની અતિસિદ્ધ સમૃદ્ધિને દેવો પાસે કહે છે.[1]

અન્ય દેશમાંથી આવેલા લોકો જે નગરને જોઇને, પ્રમુદિત થઇને મનમાં માને છે કે–લક્ષ્મી–પ્રકાશવાળા, આ નગર આગળ, અન્ય નગરનું પ્રકૃષ્ટ વર્ણન કરવું એ ઉચિત નથી.

તે નગરને, ચાલુક્યવંશી, નય( નીતિ )નો જાણકાર, શ્રેષ્ઠ નરેંદ્ર કણ્હ( કૃષ્ણ ) પાલન કરતો હતો; જે બાહ્ય અને આંતર શત્રુઓનો વિધ્વંસક હતો તથા છ દર્શનોનું ભક્તિપૂર્વક સન્માન કરતો હતો. જાણે રાજમંડલમાં દેવત્વ

---

૧ "अह गुज्जरविसयहो मज्झि देसु णामेण महीयडु वहुपएसु ।
णयरायर–वरगामहि णिरुद्धु णाणापयारसंपइसमिद्धु ॥
तहि णयरु अत्थि गोदहु यणामु ण सग्गु विचित्तसुरेसधामु ।
पासायह पंतिउ जह सहंति सरयब्भहो तिषाणं वहंति ॥
धय-किंकिणि-कलरवेहि सरिद्धि णं कहइ सुरहं पासि यइसिद्धि ॥

તેજપાલે શત્રુંજય પર રચાવેલ નંદીશ્વરના કર્મસ્થાય માટે કુંટેલિયા જાતિના પાષાણના ૧૬ થાંભલાઓ આ પાવક પર્વતથી જલમાર્ગે આણ્યા હતા. એવો ઉલ્લેખ, વિ. સં. ૧૩૬૧ માં રચાયેલા પ્રબંધચિંતામણિ [ વસ્તુપાલ–તેજઃ-પાલપ્રબંધ ]માં મળે છે.

**પાવકગિરિના શિખર પર વીર**

પ્રસ્તુત મંત્રીશ્વર તેજપાળે પાવકગિરિ( પાવાગઢ ) પર કરાવેલા સર્વતોભદ્ર પ્રાસાદમાં મૂલનાયક તરીકે કયા તીર્થંકરની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી ? તે ત્યાં સ્પષ્ટ પ્રતિપાદન કર્યું નથી; તેમ છતાં અન્યત્ર અન્વેષણ કરતાં જણાય છે કે—ત્યાં ભગવાન્ વીરની પ્રતિમા મુખ્યતયા હતી. ઉપર્યુક્ત મંત્રીશ્વરના સમકાલીન મહેન્દ્રસૂરિ ( શ્વે. જૈન વિધિ-પક્ષીય ) નામના વિદ્વાન્ આચાર્યે પ્રાકૃત ભાષામાં ૧૧૧ ગાથાપ્રમાણ તીર્થમાલા–સ્તોત્ર રચેલું છે; તેમાં અન્ય

---

કોતરકામ અને શિલ્પકળા દર્શાવી છે, તે અજાયબી પમાડે તેવી છે. આબુના પહાડ ઉપર આવેલા દેલવાડાનાં જૈનમંદિરોમાં જે પ્રકારની આઠ પાંદડીવાળા કમળની રચના કરવામાં આવી છે. તેવા જ પ્રકારની આકૃતિઓ અત્ર પણ જોવામાં આવે છે. ફેર માત્ર એટલો છે કે તે જૈનમંદિરોના કોતરકામમાં શિલ્પીએ પોતાની બધી અક્કલ વાપરેલી દેખાય છે. ત્યારે અહિંયા તેની થોડી રૂપરેખાનું જ જ્ઞાન થાય છે.”—ચાંપાનેરનાં ખંડિયેરો [ભદ્રકાળી પૃ. ૨૪૭].

—આ લેખકને ખબર નહિ હોય કે આબૂ( દેલવાડા )નાં મનોહર શિલ્પકલામય સ્મારકોની રચના કરાવનારે પાવાગઢમાં પણ તેવું સ્મારક રચાવ્યું હતું, જે કાલ–બળે કિંવા સત્તા–બળે પલટાઇ ગયું છે !

તીર્થોનું સ્મરણ કર્યા પછી ૭૭ થી ૮૦ ગાથાઓમાં, ભરુઅચ્છ( ભરૂચ )માં, અશ્વાવબોધ, સમલિકાવિહાર તીર્થમાં રહેલા મુનિસુવ્રતસ્વામીને નમન કર્યા પછી ૮૧ મી ગાથામાં, સ્તંભનપુર( ખંભાત )માં રહેલા, પ્રાતિહાર્યના સંનિધાનવાળા પાર્શ્વને વન્દના સાથે પાવકગિરિ( પાવાગઢ )ના શ્રેષ્ઠ શિખર પર રહેલા, દુઃખરૂપી દાવાનલને શાંત કરવામાં નીર જેવા વીરની સ્તુતિ કરી છે.[1]

---

૧ " सन्निहियपाडिहेरे पासं वंदामि थंभणपुरम्मि ।
पावयगिरिवरसिहरे दुह-दव-नीरं थुणे वीरं ॥ "

—તીર્થમાલા [ વિ. સં. ૧૯૨૩ માં મુંબઈમાં શા. હીરજી હંસરાજ દ્વારા પ્ર. રત્નસાર ભાગ બીજો પૃ. ૩૧, ગાથા ૮૧ ].

આ તીર્થમાલા સ્તોત્રની ૯૩ મી ગાથામાં, આબૂ પરના વસ્તુપાળ( તેજપાળ )કૃત જિન-ભવનનો પણ નિર્દેશ કર્યો છે, જેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૨૮૭ માં થઇ હતી—એથી આ સ્તોત્ર ત્યારપછી સ્વલ્પ સમયમાં રચાયું હશે—એમ અનુમાન કરી શકાય. કવિએ ૪૦ મી, ૬૯ મી ગાથામાં તથા અંતિમ ૧૧૧ મી ગાથામાં પણ યુક્તિથી શ્રીમદ્ મહેન્દ્રસૂરિ નામનું સૂચન કર્યું છે.

" एवमसासय-सासयपडिमा थुणिआ जिणिंदचंदाणं ।
सिरिमंमहिंदमुवणिंद-चंदमुणिविंदथुय-महिया ॥ "

મેરુતુંગસૂરિના શતપદી—સમુદ્ધારમાં તથા વિધિપક્ષ(અંચલગચ્છ)ની પટ્ટાવલીમાં જણાવ્યા પ્રમાણે મહેન્દ્રસૂરિનો જન્મ વિ. સં. ૧૨૨૮ માં, દીક્ષા વિ. સં. ૧૨૩૭ માં, સૂરિપદ વિ. સં. ૧૨૬૩ માં, ગચ્છનાયકપદ વિ. સં. ૧૨૭૧ માં અને સ્વર્ગવાસ વિ. સં. ૧૩૦૯ માં ૮૨ વર્ષની વયે તયરવાડામાં થયો હતો. તેની કૃતિ તરીકે ત્યાં આ સ્તોત્રને સૂચવ્યું છે.

**વિક્રમની ૧૫ મી સદીમાં.**

પાવાગઢની તળેટીમાં વસેલા **ચંપકનેર( ચાંપાનેર )**ના નિવાસી પ્રાગ્વાટ(પોરવાડ) સા. ગુણેયકે અને કો. વાઘાકે વિ. સં. ૧૪૯૦ માં કરાવેલા પંચતીર્થીના તથા **શાંતિનાથ**-પ્રાસાદના આલેખ્યપટો[1] ( કપડા પર આલેખેલ તીર્થ–પ્રાસાદ–ચિત્રો ) **પાટણ**ના સંઘવીપાડાના તાડપત્રી પુસ્તકભંડાર[ નં. ૨૪૦ ]માં સૂચવાયેલ છે [ જુઓ ગા. ઓ. સિ. **પાટણ** જૈન ભં. કૅટલૉગ વૉ. ૧, પૃ. ૧૫૪ ]. આ ચિત્રો **ચાંપાનેર**, **પાવાગઢ**નાં શ્વે. જૈનમંદિરોનાં જણાય છે.

**પાવાગઢમાં સંભવનાથ.**

વિક્રમની ૧૫ મી સદીના છેલ્લા ભાગમાં, જૈન શ્વે. તપાગચ્છમાં સુપ્રસિદ્ધ **સોમસુંદરસૂરિ**ના મહાન્ વિદ્વાન્ શિષ્ય **ભુવનસુંદરસૂરિ** થઈ ગયા. જે( ગુરુબંધુ )નું સ્મરણ **મુનિસુંદરસૂરિ**એ વિ. સં. ૧૪૬૬ માં ગુર્વાવલી( પદ્ય ૪૨૩ )માં કર્યું છે અને જેમણે ભટ્ટ વાદીન્દ્રના મહાવિદ્યાવિડંબન ગ્રંથ પર વિદ્વત્તાભર્યાં વિવરણ–ટિપ્પનાદિ ( જે ગા. ઓ. સિ. નં. ૧૨ માં પ્રસિદ્ધ ) રચ્યાં છે. તે વિદ્વાને યાત્રાદિ–પ્રસંગે જિનેશ્વરોનાં–તીર્થોનાં ભક્તિભાવભર્યાં અનેક સ્તોત્રો રચ્યાં હતાં; તેમાં **પાવક ભૂધર** ( **પાવાગઢ** પર્વત ) પર રહેલા ૩ જા તીર્થંકર **શંભવનાથ**નું ૯ પદ્યમય સં. સ્તોત્ર પણ છે; જેનાં ૮ પદ્યોનું છેલ્લું ચરણ આ પ્રમાણે છે—' **स्तुवे पावके भूधरे शम्भवं तम् ।** '

---

૧ મનોહર શ્વે. જૈનમંદિરવાળા ઉપર્યુક્ત આલેખ્યપટના ફોટાઓ, ધી ઈંડીઆ સોસાયટી લંડન દ્વારા ૧૯૩૨ માં પ્રકટ થયેલ ઈંડીઅન આર્ટ ઍન્ડ લેટર્સમાં રા. રા. **નાનાલાલ** ચી. **મહેતા** આઈ. સી. એસ. ના પરિચય લેખ( પૃ. ૭૧ થી ૭૮ ) સાથે પ્રકાશમાં આવેલ છે.

ભાવાર્થઃ—પાવક પર્વત પર રહેલા તે શંભવનાથ-(ત્રીજા તીર્થંકર)ની હું સ્તુતિ કરું છું. પાવકદુર્ગ-મંડન આ શંભવજિન-સ્તવનનું પ્રારંભ પદ્ય આ પ્રમાણે છે—

" महाप्रातिहार्यश्रिया शोभमानं सुवर्णादिवप्रत्रयीदीप्यमानम् ।
स्फुरत्केवलज्ञानवल्लीवसन्तं स्तुवे पावके भूधरे शम्भवं तम् ॥"

તેમાં પાવાગઢને પુંડરીકાચલ-શત્રુંજય પર્વતના અવતારરૂપે વર્ણવતું ૫ મું પદ્ય આ પ્રમાણે છે—

" स्थितं पुण्डरीकाचलस्यावतारेऽखिलक्ष्माधरश्रेणिशृङ्गारहारे ।
तृतीयं जिनं कुन्ददन्तं भदन्तं स्तुवे पावके भूधरे शम्भवं तम् ॥"

ચાંપાનેર પુરના મુકુટ જેવા પવિત્ર પાવકાદ્રિ પર રહેલા સંભવનાથ( શ્વે. જિનમૂર્તિ ) પ્રત્યે ભક્તિભાવ પ્રેરતું ભુવન નામગર્ભિત છેલ્લું પદ્ય, તેમાં આ પ્રમાણે છે—

" चांपानेरपुरावतंसविशदः( दे ) श्रीपावकाद्रौ स्थितं
सार्वं शम्भवनायकं त्रिभुवनालङ्कारहारोपमम् ।
इत्थं यो गुरुभक्तिभावकलितः संस्तौति तं वृण्वते
ताः सर्वा अपि मङ्गलोत्सवरमाभोगान्विताः सम्पदः ॥"

[1]પ્રકટ થતો જૈનસ્તોત્રસંદોહ [ ભા. ૨ જો, પૃ. ૧૬૬–૧૬૭ ]

**વિક્રમની ૧૬ મી સદીમાં શ્વે. જૈન સંઘો**

તપાગચ્છના સુમતિસુંદર આચાર્યની મધુર વાણી સાંભળીને માંડવગઢ(માળવા)નો વિશિષ્ટ સંઘપતિ વેલ્લાક, સુલતાનનું ફરમાન મેળવી સંઘ લઈ યાત્રાએ ચાલ્યો હતો. રતલામમાં પર સંઘવીઓ સાથે સંઘપતિ-તિલક ધરાવી ઇડરગઢ, જીરાવલા,

[1] પ્ર. સારાભાઇ નવાબ દ્વારા પ્રાપ્ત.

આબૂ, રાણપુર વિગેરેમાં યાત્રા કરી વેલ્લાકે આચાર્યશ્રીને સુવર્ણ વિગેરે નાણાંથી વધાવ્યા હતા અને સાથેના ૩૦૦ સંયતોને વેષ-વસ્ત્રાદિ પહેરામણીથી સત્કૃત કર્યા હતા. અને "તે જ સંઘવીએ તે વખતે એ જ આચાર્ય દ્વારા સોમસાગર-ગણિને વિબુધ( પં. )પદ અપાવ્યું હતું. પાવકશૈલ(પાવાગઢ) પર રહેલા શંભવનાથને પ્રણામ કર્યા પછી હૃદયમાં શાંતિ પામતા તે સંઘવીઓ માળવા દેશમાં પોતાના સ્થાને પહોંચ્યા હતા.[1] "–એવો ઉલ્લેખ, વિ. સં. ૧૫૪૧ માં પં. સોમચારિત્રગણિએ રચેલા ગુરુગુણરત્નાકર કાવ્યમાં મળે છે.

વિ. સં. ૧૫૦૮ માં વૈ. વ. ૧૩ પ્રાગ્વાટ સાહૂલે તપા-ગચ્છના રત્નશેખરસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત કરાવેલી ૨૪ પ્રતિ-માઓમાંથી બબ્બે પ્રતિમાઓ ભિન્ન ભિન્ન સ્થાનમાં સ્થાપી હતી; તેમાંથી બે પ્રતિમા ચંપકમેરુ( ચાંપાનેર )માં પણ સ્થાપી હતી [ જુઓ જિન વિ. પ્રાચીનજૈનલેખ-સંગ્રહ ભા. ૨, લે. ૩૭૨ ]

વિ. સં. ૧૫૧૭ માં ભોજ-પ્રબંધ વિગેરે રચનાર રત્નમંદિરગણિએ ઉપદેશતરંગિણી [ ય. વિ. ગ્રં. પૃ. ૬ ] માં; પુરુષપ્રવર્તિત તીર્થો જીરાપલ્લી, ફલવર્ધિ, કલિકુંડ, કુર્કુટેશ્વર, પાવક, આરાસણ, સંખેશ્વર, ચારૂપ વિગેરે સૂચવતાં પ્રસ્તુત પાવાગઢને પણ પાવક શબ્દ દ્વારા સૂચવેલ છે.

---

૧ " तेनैव सोमसागरगणेस्तदा यैरदायि विबुधपदम् ।
पावकशैले शम्भवनाथमथानम्य सद्वेशाः ॥
हृदि निर्वृतिमन्तस्ते मालवनीवृति निजालयानापुः ॥ "
—ગુરુગુણરત્નાકર કાવ્ય [ સર્ગ ૩, પદ્ય ૯૧-૯૩ ]

વિ. સં. ૧૫૨૪ માં પ્રતિષ્ઠાસોમે રચેલા સોમસૌભાગ્ય કાવ્ય[ સર્ગ ૧૦, પદ્ય ૩૨ થી ૪૨ ]માં જણાવ્યું છે કે—

**ચાંપાનેરના રાજા જયસિંહથી સન્માનિત સોમદેવ-સૂરિ**

વિ. સં. ૧૪૯૬ માં રાણપુર( મારવાડ )માં, સિદ્ધપુરના રાજવિહાર જેવું 'ત્રિભુવન-દીપક' જિનમંદિર, તપાગચ્છના સોમસુંદરસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત કરાવનાર સુપ્રસિદ્ધ પોરવાડ વણિક્ ધરણાશાહે ત્યાં મધુરવચનભાષી સોમદેવ [1]વાચકને આચાર્યપદવીમાં સ્થાપિત કરાવ્યા હતા. ગુરુ–ગણાધીશની આજ્ઞાથી ઉજ્જયંત( ગિરનાર )માં સંઘપતિ લક્ષે અને ગદાસચિવે કરાવેલાં ઘણા જિનબિંબોની પ્રતિષ્ઠા કરનારા તથા વાચક વિ. પદ આપનારા તે પ્રભાવશાલી આચાર્ય સોમદેવસૂરિએ ચાંપાનેર–પાવાગઢના સુપ્રસિદ્ધ રાજા જયસિંહ, જૂનાગઢના રા. મંડલિક અને મેવાડના મહારાણા કુંભકર્ણને મધુરવાણી; કવિતા–શક્તિ, સમસ્યા–પૂર્તિ વિગેરેવડે હૃદયમાં ચમત્કૃત કર્યા હતા–તે સંબંધમાં તેમના સમકાલીન વિદ્વાન્ કવિયોના ઉલ્લેખો તરફ લક્ષ્ય આપવું જોઇએ.

ઉપર્યુક્ત પં. પ્રતિષ્ઠાસોમે સોમસૌભાગ્ય કાવ્યમાં સૂચવ્યું

---

૧ તપાગચ્છનાયક સોમસુંદરસૂરિએ રચેલાં, યુષ્મદસ્મદ્શબ્દ–પ્રયોગવાળાં ૧૮ સ્તોત્રો[ ય. વિ. ગ્રં. ના જૈન સ્તોત્ર સંગ્રહ ભા. ૧ લામાં પ્ર. ]ને તેમના શિષ્ય પ્રસ્તુત ગુણવાન્ સોમદેવગણિએ ગુરુભક્તિથી શુદ્ધ કર્યાં હતાં તથા તે પર સંક્ષિપ્ત અ[illegible] વિ. સં. ૧૪૯૭માં રચી હતી. પાટણના જૈનસંઘના પુ. ભં[illegible]૦ )માં રહેલી તેની પ્રતિમાં સ્પષ્ટ [illegible] છે.

છે કે—“ ઉત્કટ શત્રુઓને જીતનાર, રાજ--તેજ—પ્રતાપવડે સૂર્ય જેવો, મેવાડનો સ્વામી તે આ કુંભકર્ણ રાજા, જે (સોમદેવસૂરિ) ની નવાં કાવ્યો રચવાની કળાવડે હૃદયમાં હર્ષિત થયો હતો અને તેને શ્રીહર્ષકવિથી પણ શ્રેષ્ઠ કવિ માનતો હતો.

જેણે( સોમદેવસૂરિએ ) પૂરી કરેલી નવા મહાન્ અર્થવાળી, વિદ્વાનોવડે વર્ણન કરાતી સમસ્યાને સાંભળીને જીર્ણદુર્ગ( જુનાગઢ )નો સ્વામી મંડલિક રાજા, પોતાના હૃદયમાં ચમત્કાર પામ્યો હતો.

શત્રુઓને કંપાવનાર, ચંપકનેર( ચાંપાનેર )નો નાયક, દાતા અને વિશુદ્ધ ચરિત્રવાળો, રાજાઓમાં મુકુટ જેવો, જયસિંહ રાજા, જે( સોમદેવસૂરિ )નાં વચનોવડે, પ્રસન્ન થઇને પોતાના સ્નેહીઓ સાથે જલ્દી પોતાનું માથું ડોલાવતો હતો.

જગત્માં ઉપમા ન આપી શકાય એવા રૂપવડે કામદેવના અહંકારને નષ્ટ કરનાર, ચંદ્ર જેવા ઉજ્જવલ યશવડે સમસ્ત વિશ્વને શોભાવનાર, ચાતુર્યવડે બૃહસ્પતિ જેવા, અતિતેજસ્વી, નરદેવો( રાજાઓ )થી નમન કરાયેલા તે સોમદેવસૂરિ શોભતા હતા[1]. ”

---

१ “ श्रीमेदपाटपतिरुत्कटशत्रुजैत्रः श्रीकुम्भकर्णनृपतिर्नृपतिग्मभानुः ।
यन्नव्यकाव्यकलया हृदये जहर्ष श्रीहर्षतोऽयमधिकं च कविं स मेने ॥
श्रीजीर्णदुर्गविभुमण्डलिको नरेन्द्रो यत्पूरितां नवमहार्थयुतां समस्याम् ।
आकर्ण्य कर्णपुटकेन सकर्णवर्ण्यां तूर्णं स्वकीयहृदये स चमच्चकार ॥
प्रत्यर्थिकम्पकरचम्पकनेरनेता दाताऽवदातचरितो जयसिंहभूपः ।
सम्प्रीणितः प्रणयिभिः सह यद्वचोभिस्तूर्णं स्म घूर्णयति मौलिमिलेशमौलिः ॥

વિ. સં. ૧૫૪૧ માં પં. સોમચારિત્રગણિએ પણ ગુરુ ગુણરત્નાકર કાવ્યમાં એને અનુસરતું સૂચવ્યું છે કે—

"જેઓએ( સોમદેવસૂરિએ ) તરુણવયમાં હોવા છતાં પણ, રાજ-સભામાં હર્ષ વર્ષાવતાં વાકયોવડે, વિદ્યા સંબંધી વિવાદોવડે મદમત્ત થયેલા વાદીઓનું નિવારણ કરીને પોતાની કવિતા-કલાના અતિશયથી કુંભકર્ણ રાજાને રંજિત કર્યો હતો.

જેઓએ( સોમદેવસૂરિએ ) પોતાની વાણીની મધુરતા, કવિતા, સમસ્યા-પૂર્તિ વિગેરેવડે પાવકાવનિપ( પાવાગઢના રાજા )જયસિંહ, અને જીર્ણદુર્ગ( જુનાગઢ )ના રાજા રા મંડલિક વિગેરે નરેન્દ્રોના હૃદયમાં ચમત્કાર પમાડ્યો હતો.

---

जगदनुपमरूपध्वस्तकन्दर्पदर्पः शशिविशदयशोभिः शोभिताशेषविश्वः ।
पदनतनरदेवः सोमदेवः स सूरिश्चतुरिमगुरुसूरिर्भूरिभा भासते स्म ॥"

—સોમસૌભાગ્યકાવ્ય [જૈન જ્ઞાનપ્રસારક મંડળ, મુંબઇ દ્વારા પ્ર. સર્ગ ૧૦, પદ્ય ૩૮ થી ૪૧ ]

—સોમસૌભાગ્ય-ટિપ્પનો[ ચા. સ્મા. ગ્રં. ૨૨ પટ્ટાવલી-સમુચ્ચય ભા. ૧, પૃ. ૩૯ ]માં જણાવ્યું છે કે—

"महावादी समर्थव्याख्याता मेवाडाधिपतिकुंभकर्ण-जीर्णदुर्गाधिपति-मंडलिक-चांपानेराधिपतिजयसिंहपूजितः समर्थकविः श्रीसोमदेवसूरिः ।"

ભાવાર્થ—મહાવાદી, સમર્થ વ્યાખ્યાતા અને સમર્થ કવિ સોમદેવસૂરિ, મેવાડના અધિપતિ કુંભકર્ણ, જીર્ણદુર્ગ( [illegible] અધિપતિ મંડલિક અને ચાંપાનેરના અધિપતિ-રાજા [illegible] પૂજિત-સત્કૃત-સન્માનિત થયા [illegible]

જેઓ, રાજાઓને રંજન કરવાની કલા અને બલવડે બપ્પભટ્ટિ જેવા, વિશાલ બુદ્ધિવડે બૃહસ્પતિ જેવા, કુદૃષ્ટિઓને જીતનારા હોવાથી દેવસૂરિ જેવા, તથા અનેક સ્તવો અને સ્તુતિઓ કરવાવડે જે જિનપ્રભ જેવા હતા. તે વાચક-નાયક સોમદેવગણિને, તે પ્રસિદ્ધ ગણધારી (ગચ્છનાયક) રત્નશેખરસૂરિએ, રાણપુર નગરમાં, સંઘપતિ ધરણે કરેલા મહોત્સવપૂર્વક સૂરિપદ આપ્યું હતું.[1] ”

## રાજા જયસિંહ ચહુઆણના રાજ્યમાં.

**પાવાગઢના રાજા જયસિંહનો પરિચય**

હાલોલ ગામ પાસે નાની ઉમરવાણુ ગામમાં રહેલા કૂવા ઉપરના શિલાલેખ પરથી જણાય છે કે–વિ. સં. ૧૫૨૫માં માઘ વ. ૮ શનિવારે, પાવકદુર્ગ (પાવાગઢ) પર ઉપર્યુક્ત મહારાજ જયસિંહદેવનું રાજ્ય વિજયવંત હતું. ચહુઆણવંશમાં પૃથ્વીરાજ પ્રમુખ ઘણા રાજા થઈ ગયા. એ જ વંશ–કુલમાં તિલક જેવા થયેલા [રણથંભોરવાળા] હમ્મીરદેવના કુલમાં થયેલા

---

१ “ विद्याविवादमदमेदुरवादिवृन्दं वाक्यैर्निवार्य नृपपर्षदि हर्षवर्षैः ।
यै रञ्जितः स्वककवित्वकलातिरेकात् क्षुल्लैरपि क्षितिपतिः किल कुम्भकर्णः ॥
श्रीपावकावनिपसज्जयसिंह–जीर्णदुर्गेश–मंडलिकहाम(रा प्र)मुखा नरेन्द्राः ।
आत्मीयगीर्मधुरता-कविता-समस्यापूर्त्यादिना हृदि चमत्कृतिमापिता यैः ॥
भूजानिरञ्जनकलाबलबप्पभट्टिकल्पास्त्वनल्पधिषणा धिषणानुकाराः ।
ये देवसूरिसदृशाः कुदृशां जयित्वा नैकस्तव–स्तुतिविधानजिनप्रभाभाः ॥
तेभ्यो ददुर्नगरराणपुरे क्षणौघे सूरेः पदं धरणसङ्घपतिप्रणीते ।
श्रीसोमदेवगणिवाचकनायकानां श्रीरत्नशेखरवरा गणधारिणस्ते ॥ ”
—ગુરુગુણરત્નાકર કાવ્ય [ સર્ગ ૧, પદ્ય ૧૦૭–૧૧૦ ય. વિ. ગ્રં. ]

[1]ગંગરાજેશ્વરના પુત્ર આ જયસિંહ રાજા હતા. જેઓ પૂર્વ પુરુષોનો ઉદ્ધાર કરવામાં ધીર, શ્રીશક્તિના[2] ભક્ત, નિત્ય સુવર્ણ અને ગાયનું દાન કરનાર, દ્વિજોને શાસન આપનાર અતિ દાની, પ્રતાપી રાજાધિરાજ હતા. તેમના આદેશથી ઉપર્યુક્ત આંમણું ગામમાં પોતાની માતા કામાદેવીના પુણ્ય માટે પૂર્વોક્ત કૂવો કરાવ્યો હતો.

**પાટણના શ્વે. જૈન સંઘવીઓએ પાવાગઢમાં કરાવેલ મંદિર અને મૂર્તિ-પ્રતિષ્ઠા**

અણહિલ્લવાડ પાટણ(ગુજરાત)માં પ્રાગ્વાટ બૃહચ્છાખા-( વીસા પોરવાડ )માં મુકુટ જેવા છાડા શેઠના વંશમાં ખીમસિંહ અને સહસા નામના બે ઉદારચરિત સંઘવી, વિક્રમની ૧૬ મી સદીના પ્રારંભમાં થઇ ગયા. જેમણે પોતાના કુટુંબની સાધ્વી સાધુ-લબ્ધિને તપાગચ્છના જયચંદ્રસૂરિદ્વારા

---

૧ વિજયનગરના રાજા દેવરાય( મલ્લિકાર્જુન બીજા )ના દરબારના કીર્તિકર કવિ ગંગાધરે ' ગંગાદાસ-પ્રતાપવિલાસ ' નામનું નાટક રચ્યું હતું, તેમાં સૂચવ્યા પ્રમાણે ઉક્ત નાટકકાર, દ્વારકાની યાત્રા કરી, અહમ્મદાવાદ નગરમાં ગુજરાતના સુલતાનની સભાના વિદ્વાનોને ચૂપ કરી, ૭ મહિના સુધી ત્યાં રહ્યો હતો. પછી ત્યાંથી નીકળીને તે પાવાચલ(પાવાગઢ)ના અધીશ્વર અને ચંપકપુર (ચાંપાનેર)ના ઇંદ્ર ઉપર્યુક્ત ગંગાદાસ રાજાને મળ્યો હતો. તે કવિની કવિતાથી સંતુષ્ટ થયેલા તે રાજાએ બહુમાન-દાનોદ્વારા પરિતુષ્ટ કરી કવિને પોતાના ચરિત્રના અભિનયવાળું નાટક કરવા કહ્યું હતું. તે પ્રમાણે રચાયેલું લોકોત્તર તે નાટક, ચાંપાનેર જઇ મહાકાલીના મહોત્સવ ઉપર પૂર્વોક્ત રાજાની સમક્ષ ભજવવામાં આવ્યું હતું, જેમાં એ રાજાએ અહમદાવાદના સુલતાનો સામે કરેલા યુદ્ધ-પરાક્રમનું વર્ણન છે.

મહોત્સવપૂર્વક પ્રવર્તિની પદવીમાં સ્થાપિત કરાવી. જેમણે ચંપકનેર સમીપના અત્યુચ્ચ શિખરવાળા પાવકગિરિ (પાવાગઢ) પર અર્હત્‌નું ચૈત્ય અને ત્યાં આર્હત (જિનનું) અતિપ્રૌઢ બિંબ કરાવ્યું હતું; જેની ઉચ્ચ પ્રકારની પ્રતિષ્ઠા પણ, તે બંનેએ હર્ષોત્સવપૂર્વક વિ. સં. ૧૫૨૭ માં પોષ વ. ૫ ના સુદિવસે કરાવી હતી.[૧]

જે બંને સંઘવીએ વિ. સં ૧૫૩૩માં સંઘ-સન્માન કરતાં, અન્ન-દાન આપતાં, સુક્ષેત્રોમાં દ્રવ્ય સ્થાપતાં, તથા જિનમતની પ્રભાવના કરતાં શત્રુંજય, ગિરનાર વિગેરેમાં મહાન્ યાત્રોત્સવ કર્યો હતો.[૨] દાન-શાલા, દીનોદ્ધાર, સાધર્મિકભક્તિ, રૂપાનાણાવાળા સમ્યગ્દર્શન-મોદકોની લહાણી, ગચ્છ-પરિધાપનિકા, પ્રતિમા-પ્રતિષ્ઠા, ગુરુનાં પદ-સ્થાપન, પ્રૌઢ પ્રવેશોત્સવ, તીર્થોદ્ધાર, પરોપકાર વિગેરે સત્કર્તવ્યો દ્વારા જિનશાસનની પ્રભાવના કરનારા એ બંને સદ્‌ગૃહસ્થોએ તપાગચ્છના લક્ષ્મીસાગરસૂરિ, સોમજયસૂરિ વિગેરે આચાર્યોના સદુપદેશથી વિ. સં. ૧૫૩૮માં ચિત્કોશ(જ્ઞાન ભંડાર)માં પોતાના દ્રવ્યવડે સમગ્ર જિનસિદ્ધાંત લખાવ્યો હતો. તેમાંથી મળી આવતી પુસ્તિકાઓના અંતમાં તેમની વિસ્તૃત પ્રશસ્તિ (પાટણ ત. ભં.)થી તેમનો પરિચય પ્રાપ્ત થાય છે.

---

૧ " श्रीमच्चंपकनेर-पावकगिरौ प्रोत्तुंगशृंगेऽर्हत-
श्चैत्यं तत्र च विंवमार्हतमतिप्रौढं प्रतिष्ठां तथा ।
तस्योच्चैर्मुनि-दृग्-शर-क्षिति[१५२७]मिते वर्षे सहर्षोत्सवं
पोषस्यासितपंचमीसुदिवसे यौ कारयांचक्रतुः ॥१३॥ "

२ " सोत्कर्षं शिखि-शंभुनेत्र-विषय-क्ष्मा [१५३३] संख्यवर्षे सदा-
ऽप्यन्नावारितदान-मानविधिभिः श्रीसंघसन्माननैः ।

**ચાંપાનેરના શ્વે. જૈનોએ પ્રતિષ્ઠિત કરાવેલી મૂર્તિયો** વિ. સં. ૧૫૨૯ માં જેઠ વદ ૭ ગુરુવારે ચંપકપુરમાં અંચલગચ્છેશ જયકેસરિસૂરિના ઉપદેશથી ગૂર્જરવંશના મં. નગરાજ સુશ્રાવકે પિતામહના પુણ્યમાટે કરાવી, શ્રીસંઘદ્વારા પ્રતિષ્ઠિત કરાવેલ શાંતિનાથબિંબ, ડભોઈમાં સામળા પાર્શ્વનાથ–જિનાલયમાં છે.

[ જુઓ બુદ્ધિ. જૈન પ્રતિમાલેખસંગ્રહ ભા. ૧, લે. ૨૯ ]

## મહિમુદ વેગડા (બેગઢા)ના રાજ્યમાં.

આ પાતશાહ મહિમુદ બેગડાના સમયમાં પણ ત્યાંના નગરશેઠ ચાંપશી મેતા વિગેરે શ્વે. જૈનોનું પ્રાધાન્ય જણાય છે. જેઓની પ્રેરણાથી હડાળાના અતિધનાઢ્ય છતાં સાદા

मुक्षेत्रार्थनिवेशनैर्जिनमतं प्रोद्भासयंतौ च यौ
श्रीशत्रुंजय-रैवतादिषु महायात्रोत्सवं चक्रतुः ॥ १४ ॥ "
वसु-त्रि-शर-भू [१५३८] चित्कोशे × × ×
श्रीसंघाधिपपी(खी)मसिंह–सहसासंज्ञौ वदान्याविह ॥ २० ॥ "

—પાટણ તપાગચ્છ ભં. ડા. ૩૭

૧ જે વખતે અણહિલપુર પાટણમાં પાતસાહ મહિમુદ સુરત્રાણનું રાજ્ય હતું અને તેના વિજયકટક( સૈન્યછાવણી )ની સ્થિતિ ચંપકનેર સ્થાનમાં હતી. તે વખતે વિ. સં. ૧૫૪૫માં માર્ગ. વ. ૨ શુક્રવારે, વિષ્ણુશર્માના પ્રસિદ્ધ પંચાખ્યાન( પંચતંત્ર )ના, આ ધનરત્નસૂરિએ કરેલા સમુદ્ધારની એક પ્રતિ, સિદ્ધપુરવાસી દુવે વાછાના પુત્રને ભણવા માટે પ્રાગ્વાટવંશી મં. કેશવના પુત્ર મં. ભીમાના પુત્ર મંત્રી આસધરે પુણ્યોદય માટે લખાવી હતી—

ખેમા દેદરાણી જેવા ઉદાર સદ્‌ગૃહસ્થે વિકરાળ દુષ્કાળ વખતના ઉપાડી લીધેલા, વાર્ષિક રક્ષા-ભારથી 'અન્ન-દાતા' 'દુષ્કાળ-ભંજક' 'શાહ' જેવાં વણિક્‌ જૈનસમાજનાં બિરૂદને સાચાં કરી બતાવ્યાં હતાં. દુર્જનોનાં મુખને બંધ કરાવી શાહવટને સાચવી હતી. એ વૃત્તાન્ત જાણવા માટે કવિ લક્ષ્મીરત્ને વિ. સં. ૧૭૨૧ માં રચેલો ખેમાનો રાસ [ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૧, ય. વિ. ગ્રં. પ્ર.] જોવો જોઇએ.

પં. વિવેકધીરગણિએ વિ. સં. ૧૫૮૭માં રચેલા ઇષ્ટાર્થ-સાધક નામના શત્રુંજયોદ્ધાર પ્રબંધ[ઉ. ૨, શ્લો. ૧૬]માં શાહિ મહિમુંદ વેગડનો પરિચય આપતાં જણાવ્યું છે કે—'તેણે યુદ્ધવડે જીર્ણદુર્ગ અને ચંપકદુર્ગ(ચાંપાનેરગઢ) લીધા હતા[1].' ઉપર્યુક્ત પ્રબંધના અંતમાં મૂકેલ રાજાવલી-કોષ્ઠકમાં, ગુજરાતના સુલતાનોમાં વિ. સં. ૧૫૧૫.થી ૫૨ વર્ષ પર્યંત તેનું રાજ્ય તથા તેણે ગ્રહણ કરેલ પાવકાચલ (પાવાગઢ) અને જીર્ણદુર્ગ(જૂનાગઢ)નું સૂચન છે.[2]

---

"स्वस्तिश्री संवत् १५४५ वर्षे मार्गसर वदि पक्षे द्वितीयायां तिथौ शुक्रे दिने श्रीपत्तन[श्री]मदणहिल्लपुरपत्तने वास्तव्यश्रीपातसाहश्रीमहिमुद-सुरत्राणराज्ये विजयकटकस्थितिचंपकनेरस्थाने पिं। राज्यरोमि। × ×"

—પાટણ સંઘ, જૂના ભંડારની પ્રતિ ડા. ૩૦

૧ "महिमुंद-कुतुबदीनौ शाहिमहिमुंदवेगडस्तदनु।
यो जीर्णदुर्ग-चंपकदुर्गौ जग्राह युद्धेन॥

શત્રુંજયતીર્થોદ્ધાર-પ્રબંધ [આત્માનંદ સભા ભાવનગરથી પ્ર. ઉ. ૨, શ્લો૦ ૧૬]

૨ 'सं. १५१५ व० महिमुंदवेगडुराज्यं व० ५२ पावकाचल-जीर्णदुर्गौ गृहीतौ।'

—રાજાવલી-કોષ્ઠક.

દુષ્કાળના વિકટ વર્ષમાં શાહ બિરૂદની શોભા વધારનાર ખેમાશાહના રાસમાં વિ. સં. ૧૭૨૧ માં કવિ લક્ષ્મીરત્ને તે સ્થળનું વર્ણન કરતાં જણાવ્યું છે કે—

" ગુજર દેશ છે ગુણનીલો, પાવા નામેં ગઢ બેસણો;
મોટા શ્રીજિન તણા પ્રાસાદ, સરગ સરીશું માંડે વાદ. ૨

વસેં સેહર તલેટી તાસ, ચાંપાનેર નામેં સુવિલાસ;
ગઢ મઢ મંદર પોલ પ્રકાસ, સપ્તભૂમીમાં ઉત્તમ આવાસ. ૩

વરણ અઢાર સાં સુખિ વસેં, સોભા દેખિ મનસુ લસેં;
વેપારીની નહી રે મણા, સાતસેં હાટ સરાફાંયાં તણા. ૪

પાતસાહ તિહાં પરગડો, રાજ્ય કરે મેંમ્મદ વેગડો;
સતરસેં ગુજ્જરનો ધણિ, જિણે ભુજબલેં કીધી પોહવિ ઘણિ. ૬

× × × ×

નગરશેઠ મેતો ચાંપસી, અહનિસ ધર્મતણિ મતિ વસી. ૯ " વિ. વિ.

વિ. સં. ૧૫૪૭માં માઘ શુ. ૧૩ ચંપકનેરવાસી ગૂર્જરજ્ઞાતિના સા. સદયવચ્છે તપાગચ્છી સુમતિસાધુસૂરિદ્વારા પ્રતિષ્ઠિત કરાવેલ શીતલનાથ બિંબ(પંચતીર્થી) અમદાવાદમાં, દેવસાના પાડામાં, પાર્શ્વનાથ જિનાલયમાં છે [જુઓ બુદ્ધિ. જૈનપ્રતિમાલેખ–સંગ્રહ ભા. ૧, લે. ૧૦૮૮].

વિ. સં. ૧૫૫૯માં ચંપકનેરવાસી શ્રે. ધરણાકે, નિગમાવિર્ભાવક ઇંદ્રનંદિસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત કરાવેલ શાંતિનાથબિંબ, બનારસ સૂતટોલાના જૈનમંદિરમાં છે [જુઓ–પૂ. નાહર–જૈનલેખસંગ્રહ ભા. ૧, લે. ૪૦૪].

તાનને આવવાના સમયની જેમ તેમનો પ્રવેશોત્સવ કર્યો હતો. તે જાણી કોઇ દુર્જને મુદાફ્ફર [1]પાતશાહ આગળ કહ્યું કે—'આવો પ્રવેશોત્સવ કર્યો.' તેથી કપડવંજમાં બંદા મોકલ્યા. ગુરુજી ત્યાંથી પહેલેથી જ ચાલીને ચૂણેલ ગામ પહોંચી ગયા હતા. શ્રીપૂજ્યે રાતે શ્રાવકો આગળ કહ્યું કે—'વિઘ્ન છે, એથી અમે ચાલ્યા જઇશું.' રાત્રે ચાલ્યા અને સોઝીંત્રા ગામે પહોંચી ગયા. આ તરફ બંદા ચૂણેલ ગામ પહોંચ્યા અને પૂછ્યું કે—ગુરુજી ક્યાં છે? ગામના રાજાએ કહ્યું કે 'અમ્હે જાણતા નથી, અહિંથી ક્યાંય ચાલ્યા ગયા.' બંદા ત્યાંથી પાછા વળ્યા.

ગુરુજી ખંભાતમાં પધાર્યા, સંઘે ઉત્સવ કર્યો. દુર્જનોએ ચાડી કરી. ગુરુજીને ખોજાઓએ બંદીના સ્થાન-(કેદખાના)માં રાખ્યા. સંઘની પાસેથી ૧૨૦૦૦ ટંકા જૂનાં નાણાં પ્રમાણે લીધા. ગુરુજીએ મનમાં વિચાર્યું કે—'આવી રીતે બધે થાય, તો અત્યંત દુષ્કર થાય' એમ વિચાર કરી આયંબિલ તપ કરી, સૂરિમંત્ર આરાધતાં અધિષ્ઠાયકનું વચન થયું કે—'આક્ષેપ કરો, દ્રવ્ય પાછું વળશે.'

"પછી શતાર્થી પં. હર્ષકુલગણિ, પં. સંઘહર્ષગણિ, પં. કુશલસંયમ ગણિ, શીઘ્રકવિ પં. શુભશીલગણિ વિગેરે ચાર ગીતાર્થોને ચંપકદુર્ગ(ચાંપાનેર)મોકલ્યા હતા. તેઓએ ત્યાં જઇને સુલતાનને પોતાની કાવ્યકલા દર્શાવી, રંજિત કરી, દ્રવ્ય વાળીને ગુરુને વંદન કર્યું હતું."[2]

---

१ "तत् ज्ञात्वा पिशुनेन पातसाहमुदाफरस्याग्रे प्रोक्तम् । ××"

२ "पश्चात् शतार्थी पं. हर्षकुलगणि–पं. संघहर्षगणि–पं. कुशल-

વિ. સં. ૧૫૭૧ માં તપાગચ્છ કુતબપુરા શાખાના આચાર્ય ઇંદ્રનંદિસૂરિના શિષ્ય પ્રમોદસુંદરસૂરિના ઉપદેશથી ચંપકનેરદુર્ગના શ્રીસંઘે જીર્ણોદ્ધાર કરાવેલી દેવકુલિકા ઉલ્લેખ નાડલાઈ( દેસૂરી જીલ્લો, મારવાડ )માં છે [ જુઓ પૂ. નાહરનો જૈનલેખસંગ્રહ ભા. ૧, લે. ૮૫૦ ].

વિ. સં. ૧૫૭૬ માં ચૈત્ર વ. ૮ બુધવારે ચંપકનેર-વાસી શ્રીશ્રીમાલજ્ઞાતિના દો. ઘૂસાકે વૃદ્ધતપાપક્ષના [1]ધન-રત્નસૂરિદ્વારા પ્રતિષ્ઠિત કરાવેલ સુવિધિનાથબિંબ, ખંભાત-માં, ખારવાડામાં મહાવીર જિન–મંદિરમાં છે [ બુદ્ધિ. જૈન પ્ર. લેખસંગ્રહ ભા. ૨, લે. ૧૦૩૩ ].

વિ. સં. ૧૫૭૯ માં વૈ. શુ. ૧૨ રવિવારે ચંપકનગરવાસી વૃદ્ધપ્રાગ્વાટ જ્ઞાતિના શ્રે. સિવાએ સાધુપૂર્ણિમાપક્ષના ભ. મુનિચંદ્રસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત કરાવેલી આદિનાથ–ચતુ-વિંશતિકા જેસલમેરમાં થીરૂશાહ શેઠના જૈનમંદિરમાં છે. [ જૂઓ—પૂ. નાહર જૈનલેખસંગ્રહ ભા. ૩, લે. ૨૪૫૭ ].

---

संयमगणि–शीघ्रकविपं. शुभशीलगणिप्रभृतिगीतार्थास्चत्वारः चंपकदुर्गे प्रहिताः । तैस्तत्र गत्वा सुरत्राणस्य स्वकाव्यरंजनकला दर्शयित्वा द्रव्यं वालयित्वा च श्रीगुरुं ववंदुः ॥ ”

—તપાગચ્છ[ લ. પૌ. ]પટ્ટાવલી [ વિ. સં. ૧૬૩૬ માં હેમસોમસૂરિ ગચ્છાધિપતિ થયા, તે સમયપર્યંતની. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા હ. લિ. પ્રતિ પ. ૧–૨ ]

ઈ. સન ૧૫૧૧–૧૪ ( વિ. સં. ૧૫૬૭–૭૦ ) દરમ્યાન ગુજ-રાતમાં આવેલા ફિરંગી મુસાફર બારબોસાએ ચાંપાનેર નગરની મહત્તા અને તેની આસપાસના પ્રદેશની ફળદ્રૂપતા વિગેરે સંબંધમાં ઉલ્લેખ કર્યો છે.

## પાતશાહ બાધરશાહના રાજ્યમાં.

બાધરશાહે ચાંપાનેરમાં કર્મશાહનું કરેલું સન્માન

ઉપર્યુક્ત મહિમુન્દ બેગડ પછી થયેલા મુજફ્ફરના પુત્રોમાં શકંદરરાજાનો નાનો ભાઈ બાધર હતો. જે પ્રતાપી અને સાહસી હતો. પૂર્વે થયેલા રાજપુત્રોનાં ચરિત્રને સાંભળનારો તે( શાહજાદો ) પૃથ્વીનું નિરીક્ષણ કરવાના વ્યસનથી કેટલાક પરિચારક જનો સાથે મહેલથી નીકળ્યો હતો. વિક્રમરૂપી ધનવાળો એ, પુર, નગર અને પત્તનોનું આક્રમણ કરતો અનુક્રમે ચિત્રકૂટદુર્ગ ( ચિત્તોડ ) ગયો હતો. ત્યાંના રાજાએ તેને બહુમાન આપ્યું હતું. ઓસવાળ વંશના તોલાશાહના સત્પુત્ર કરમા શાહ, ત્યાંના રાજા રત્નસિંહના રાજ્ય-વ્યાપારભાર-ધૌરેય (પ્રધાન) હતા. તેની સાથે એને અત્યંત મિત્રતા:થઇ હતી. કરમાશાહ પણ પ્રિયવચન, ભોજન, વસ્ત્ર દ્વારા એનું બહુમાન કરતા હતા. જ્યારે એ શાહજાદો ત્યાંથી જવા માટે તત્પર થયો, ત્યારે રસ્તામાં ભાતા માટે કરમાશાહે લાખ ટંકો આપ્યા હતા. એથી બાધરશાહે પોતાને જીવિત પર્યન્ત ઋણી સૂચવ્યો હતો. કરમાશાહે પોતાની લઘુતા અને નમ્રતા દર્શાવી; રાજ્ય પ્રાપ્ત થતાં, શત્રુંજય પર પ્રતિષ્ઠા કરવારૂપ પોતાનું એક વચન કરવા સૂચવ્યું હતું, જે તેણે જલ્દી સ્વીકાર્યું હતું. ગૂર્જર મંડલના એ અધિપે કરમાશાહની રજા લઇ પ્રસ્થાન કર્યું.

મુજફ્ફર પાતશાહે અંતમાં શકંદરને રાજ્ય-ધર કર્યો

હતો; તેને અને મહિમુન્દને પણ થોડા દિવસોમાં દુર્જનોએ મારી નાખ્યા હતા. વિશ્વાસુ માણસે મોકલેલા એ વૃત્તાંતને સાંભળીને વિદેશમાં રહેલો બાધરશાહ પાછો ફર્યો અને ચંપકદુર્ગ (ચાંપાનેર) પહોંચ્યો; તે જ વખતે રાજ્ય પર સ્થાપિત થયો. વિ. સં. ૧૫૮૩ ભાદ્રપદ શુ. ૨ ગુરુવારે તેનો રાજ્યાભિષેક થયો.[1] પ્રતાપ વિસ્તાર્યો. શત્રુ અને મિત્ર તથા અપકારી અને ઉપકારીઓ તરફ યોગ્ય પ્રવૃત્તિ કરી. એ પ્રસંગે કૃતજ્ઞ-શિરોમણિ બાધરશાહે ઉપકારનું સ્મરણ કરતાં શ્રીમાન્ કર્માશાહને આમંત્રણ કર્યું. કર્માશાહ ત્યાં જલ્દી આવ્યા અને અનેક સુવસ્તુઓનો ઢગલો ભેટ કરતાં બાધરશાહને ભેટ્યા. બાધરશાહ ઉભા થઇ કર્માશાહને બન્ને હાથવડે ભેટ્યા અને સભા-સમક્ષ ખૂબ સ્તુતિ કરી કે-' આ મ્હારો પરમ મિત્ર છે; પહેલાં દુરવસ્થાથી કદર્થના પામતાં મ્હારો ઉદ્ધાર આ દયાલુએ કર્યો હતો.'[2] એમ બોલતા પાતશાહને

---

१ " वृत्तान्तमाप्तप्रहितं निशम्य विदेशगो बाधरशाहिरेनम् ।
प्रत्यावृतश्चम्पकदुर्गमाप तदैव राज्ये विनिविष्ट एव ॥
श्रीविक्रमार्काद् गुण-दिक्-शरेन्दुमितास्वतीतासु समासु १५८३ जज्ञे ।
राज्याभिषेको नृपबाधरस्य प्रोष्ठद्वितीयादिवसे गुरौ च ॥ "

—શત્રુંજયતીર્થોદ્ધાર-પ્રબંધ [ ઉ. ૨, શ્લો૦ ૨૯, ૩૦ ]

२ " आगात् किलाकारितमात्र एवोपदीकृतानेकसुवस्तुशैलः ।
कर्मस्ततो बाधरभूमिपालोऽप्युत्थाय दोर्भ्यां च तमालिलिङ्ग ॥
तुष्टाव वाढं परिपत्समक्षमहो ! ममायं परमो वयस्यः ।
कदर्थितं प्राग् दुरवस्थया मां समुद्दधाराशु दयालुरेपः ॥ "

—શ. તી. [ઉ. ૨, શ્લો૦ ૩૯-૪૦]

કુર્માશાહે અટકાવ્યા અને પોતાની લઘુતા દર્શાવી. બાધરશાહે કરમાશાહને શ્રેષ્ઠ વસ્ત્રો, આભૂષણો, પાનબીડું વિગેરે આપી, સન્માન કરી આવાસો અપાવ્યા.

કરમાશાહ દેવ-ગુરુને નમન કરી, યાચકોને ઘણું ધન આપી મહોત્સવ પૂર્વક રાજાએ આપેલા આવાસે રહ્યા હતા. તે શ્રીમાન્ ત્યાં રહેલા સોમધીરગણિ પાસે ધર્મોપદેશ સાંભળતા હતા અને હંમેશાં આવશ્યકાદિ કૃત્ય કરતા હતા. × × બાધરશાહે એક દિવસે તુષ્ટ થઇને કહ્યું કે-' હે મિત્ર ! હું તારૂં પ્રિય શું કરૂં ? મ્હારા મનની પ્રીતિ માટે આ( રાજ્ય )માંથી સમૃદ્ધ દેશ વિગેરે કંઈક ગ્રહણ કર. '

શત્રુંજયનો ઉદ્ધાર કરવા ચાહતા કુર્માશાહે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે—" આપની પ્રસન્નતાથી મ્હારે સઘળું છે, માત્ર એટલુંજ ઇચ્છું છું કે શત્રુંજય પર્વતપર મ્હારે વિશાલ ગોત્રદેવી સ્થાપવી છે, એ માટે આજ્ઞા આપો. જે માટે આપે પહેલાં ચિત્રકૂટ( ચિત્તોડ )માં પણ સ્વીકારેલું છે; તે વચન પાળવાનો સમય અત્યારે ઉપસ્થિત થયો છે. ' એ પછી પાતશાહે રુચિ પ્રમાણે કરવા ફરમાવી નિર્વિઘ્ન કાર્યસિદ્ધિમાટે શાસનપત્ર( ફરમાન ) આપ્યું. જે પછી વિ. સં. ૧૫૮૭ ચૈત્ર( ગુ. વૈ. ) વ. ૬ રવિવારે મહોત્સવપૂર્વક શત્રુંજય તીર્થનો ઉદ્ધાર થયો. ઉ. વિનયમંડનની સાહાય્યથી ભટ્ટારક વિદ્યામંડનસૂરિએ મૂલનાયક પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી. એ જ સમયમાં રચાયેલ ઈષ્ટાર્થસાધક [1]શત્રુંજય-

---

૧ આ પ્રબંધ સાક્ષર શ્રીયુત જિનવિજયજીથી ઐ. સાર, ઉપોદ્ઘાતાદિથી વિભૂષિત સંપાદિત થઇ, વડોદરાના સ્વ. શ્રીમાન્ ઝવેરી

તીર્થોદ્ધાર-પ્રબંધમાં એનું વિસ્તૃત વર્ણન છે, તથા શત્રુંજય પરની પ્રશસ્તિના શિલાલેખના પ્રારંભમાં અને મધ્યમાં પણ એ પાતશાહ બાધ(દ)રશાહના નામનું અને ફરમાનનું સ્મરણ છે.[1]

વિ. સં. ૧૫૮૭ માં વૈ. વ. ૭ સોમવારે ચંપકદુર્ગમાં, અંચલગચ્છાધીશ ગુણનિધાનસૂરિના ઉપદેશથી શ્રીશ્રીવંશના દો. નાકર ઠાકુર વિ. કરાવેલ અને શ્રીસંઘદ્વારા પ્રતિષ્ઠિત કરાવેલ આદિનાથબિંબ, ખંભાતમાં, દંતાળવાડાના શાંતિજિનાલયમાં છે [ જુઓ બુદ્ધિ. જૈનપ્રતિમા-લેખ સંગ્રહ ભા. ૨, લે. ૯૮૩ ].

---

લીલાભાઇની અર્થિક સહાયતાથી ભાવનગરની આત્માનંદ સભા દ્વારા પ્રકાશિત થઈ ગયેલ છે.

૧ " स्वस्तिश्रीगूर्जरधरित्र्यां पातसाहश्रीमहिमूदपट्टप्रभाकरपातसाहश्रीमदाफरसाहपट्टोद्योतकारक—पातसाहश्रीश्रीश्रीश्रीश्रीबादरसाहविजयराज्ये। संवत् १५८७ वर्षे राज्यव्यापारधुरंधरपानश्रीमझादपानव्यापारे श्रीशत्रुंजयगिरौ श्रीचित्रकूटवास्तव्य-दो० करमाकृतसप्तमोद्धारसत्का प्रशस्तिर्लिख्यते ॥

× × × ×

आगत्य गौर्जरे देशे विवेकेन नरायणे ।
वसंति विबुधा लोकाः पुण्यश्लोका इवाद्भुताः ॥
तत्रास्ति श्रीधराधीशः श्रीमद् बाहदरो नृपः ।
तस्य प्राप्य स्फुरन्मानं पुंडरीके समाययौ ॥
श्रीमद्बा[हदर]क्षितीशवचनादागत्य शत्रुंजये × × "

—એપિગ્રાફિઆ ઇંડિકા વૉ. ૨, પૃ. ૪૨-૪૭

વિ. સં. ૧૬૦૦ વૈ. શુ. ૨ ચાંપાનેરવાસી ઓસવાલજ્ઞાતિના સા. લટકણની ભાર્યા લલતાદેના શ્રેય માટે તેના પુત્રોએ ( હીરા, રાજપાલ અને રતનપાલે ) ખરતરગચ્છના ઉ. વિદ્યાસાગરદ્વારા પ્રતિષ્ઠા કરાવેલ શાંતિનાથબિંબ, ખંભાતમાં ખારવાડામાં સ્તંભનપાર્શ્વનાથ-જિનમંદિરમાં છે.

[ બુદ્ધિ. જૈનપ્રતિમા-લેખસંગ્રહ ભા. ૨, લે. ૧૦૫૩ ].

**વિ. ૧૭ મી સદી-માં ચાંપાનેરના પારેખે સોમ-વિમલસૂરિનો પૂરેલો અભિગ્રહ**

સોમવિમલસૂરિ, વિક્રમની ૧૬મી સદીના છેલ્લા ચરણથી, ૧૭મી સદીના બીજા ચરણ સુધી વિદ્યમાન હતા. જેમનો જન્મ વિ. સં. ૧૫૭૦માં કંસારીપુર ( ખંભાત પાસે )માં પ્રાગ્વાટજ્ઞાતિમાં થયો હતો. જેની દીક્ષા વિ. સં. ૧૫૭૪ માં અહમ્મદાબાદમાં તપાગચ્છના હેમ-વિમલસૂરિ દ્વારા થઇ હતી. જેને ગણિપદ વિ. સં. ૧૫૯૦માં ખંભાતમાં, પંડિત-પદ વિ. સં. ૧૫૯૪ માં સીરોહીમાં, વાચકપદ વિ. સં. ૧૫૯૫ માં વીજાપુરમાં તથા સૂરિપદ વિ. સં ૧૫૯૭માં અહમ્મદાવાદમાં સૌભાગ્યહર્ષસૂરિદ્વારા અપાયું હતું. વીજાપુરના દો. તેજાએ કરેલા ચાર લાખના વ્યયપૂર્વક, ૩૦૦ સાધુઓ અને સંઘ સાથે વિમલાચલની યાત્રા કરી અહમ્મદાવાદ તરફ પાછા વળતાં [ વિ. સં. ૧૬૦૨ માં ] ઉપર્યુક્ત આચાર્યે ૯ મો અભિગ્રહ ગ્રહણ કર્યો હતો કે-'મૌન રહેવું, શયન ન કરવું, આહાર ગ્રહણ ન કરવો. ચંપકદુર્ગ( ચાંપાનેર )ના પારિખ કાલાના પુત્ર પારેખ જીવરાજ, ઘરે બોલાવીને ૪ ખાજાં ૪ શું ન્યૂન જ્યારે આપશે,

ત્યારે પારણું કરીશ; નહિ તો પત્તન(પાટણ)માં જઇને પારણું કરીશ.' તે અભિગ્રહ ચોથે દિવસે પૂર્ણ થયો હતો. ત્યારપછી વિ. સં. ૧૬૦૨ માં તેમણે અહમ્મદાવાદમાં ચોમાસું કર્યું હતું. તેઓએ આણંદસોમને વિ. સં. ૧૬૨૫ માં આચાર્યપદ અને વિ. સં. ૧૬૩૦માં વન્દનદાપન (ગચ્છનાયકપદ) આપ્યું હતું, પરંતુ વિ. સં. ૧૬૩૬માં આનંદસોમનો સ્વર્ગવાસ થતાં હેમસોમને સૂરિપદ આપી તેઓ વિ. સં. ૧૬૩૭માં સ્વર્ગવાસી થયા હતા [ વિશેષ માટે જુઓ તપાગચ્છ લ. પૌ. પટ્ટાવલી, એ. સજ્ઝાયમાલા તથા વિ. સં. ૧૬૧૯ માં નંદુરબારમાં ઉપર્યુક્ત આણંદસોમે રચેલ, ઐ. જૈન ગૂ. કાવ્યસંચય પૃ. ૧૩૪થી ૧૪૯ માં. પ્ર સોમવિમલસૂરિ–રાસ, વધાવુ સજ્ઝાય વિ. વિ. ].

## સમ્રાટ્ અકબ્બરના રાજ્યમાં.

શહેનશાહ અકબ્બરના પ્રતિબોધક અને સન્માનિત, તપાગચ્છના સુપ્રસિદ્ધ હીરવિજયસૂરિના પટ્ટધર વિજયસેનસૂરિ; જેનું સૂરિપદ, વિ. સં. ૧૬૨૮ માં અહમ્મદાવાદમાં અને જેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૬૭૧ માં અકબ્બરપુરમાં થયો હતો. તે વિ. સં. ૧૬૩૦ માં પાટણમાં પદારૂઢ થયા પછી ગુરુની આજ્ઞા લઇ વિ. સં. ૧૬૩૨માં વૈ. શુ. ૧૩ આ દુર્ગ ચાંપાનેરપુરમાં પધાર્યા હતા. ત્યાં જયવંત નામના ધનાઢ્ય શેઠે જગતને પ્રમોદ આપનારા મોટા ઉત્સવ પૂર્વક આ આચાર્યદ્વારા પ્રૌઢ પ્રતિષ્ઠા કરાવી હતી. તે જૈન શ્વે. મૂર્તિઓની પ્રતિષ્ઠા કર્યાના અનેક ઉલ્લેખો ઉપલબ્ધ થાય છે.[1] જૈન અને શૈવશાસ્ત્રના પાર-

**વિક્રમની ૧૭ મી સદીમાં**

---

[1] "आदाय दामेव गुरोर्निदेशं मूर्ध्नाऽथ मूर्धन्य ऋषीश्वराणाम् ।
क्रमेण सोऽपापमवाप चंपानेरं पुरं दुर्गमदुर्गमूर्तिः ॥

ગામી આ સૂરિજીએ **સૂરત** બંદરમાં મિશ્રચિંતામણિ પ્રમુખ ભટ્ટ સભ્યો સમક્ષ પંડિતોની પર્ષદ્‌માં વિવાદ કરતા, જેમ તેમ અપસિદ્ધાંત બોલતા ભૂષણુ નામના દિગંબર આચાર્યને જીત્યા હતા. [ વિજયપ્રશસ્તિ મહાકાવ્ય સર્ગ ૮, શ્લો૦ ૪૦ થી ૫૨ તથા વિજયદેવમાહાત્મ્ય–પરિશિષ્ટ વિ. વિ. ]

**વિક્રમની ૧૮ મી સદીમાં**

ઉપર **મહમ્મદ** વેગડાના પ્રસંગમાં દર્શાવેલા ઉલ્લેખ પ્રમાણે, વિ. સં. ૧૭૪૧ માં કવિ લક્ષ્મીરત્ને ખેમા શાહના રાસમાં જણાવ્યા પ્રમાણે પાવાગઢ પર, સ્વર્ગ સાથે વાદ કરે તેવા ઉંચા મોટા જિન–પ્રાસાદો હતા.

વિ. સં. ૧૭૪૬ માં જૈન મુનિ **શીલવિજયજી**એ **તીર્થ-**

---

श्रेष्ठीभ्यसभ्यो जयवंतनामा तत्रोत्सवैर्दत्तजगत्प्रमोदैः ।
धनान्यपोऽम्भोद इवैष वर्षन्नकारयत् प्रौढतमां प्रतिष्ठाम् ॥
आचार्यवर्याः पुरि तत्र शुभ्रे त्रयोदशाहेऽह्नि च मासि राधे ।
अब्देऽथ दृक्–पावक–भूप[१६३२]संख्ये कृत्वा प्रतिष्ठां विदधुर्विहारम् ॥"

—હેમવિજયગણિએ રચેલ વિજયપ્રશસ્તિ મહાકાવ્ય [ સર્ગ ૮, શ્લો. ૩૭–૩૯ ય. વિ. ગ્રંથમાલામાં પ્ર. ].

ઉપર્યુક્ત કાવ્યના વ્યાખ્યાકાર પં. ગુણવિજયે તપાગણપતિ–ગુણપદ્ધતિમાં જણાવ્યું છે કે—

"तैश्चांपानेरदुर्गे १६३२ वर्षे प्रतिष्ठा कृता"

ઉ. મેઘવિજયે તપાગચ્છ–પટ્ટાવલી [ પટ્ટાવલી–સમુચ્ચય પૃ. ૮૯ ] માં જણાવ્યું છે કે—

"श्रीगुरुभिः सं. १६३२ वर्षे चांपानेरदुर्गे समहोत्सवमनेकार्हत्प्रतिमाशतानां प्रतिष्ठा कृता ।"

એવી રીતે ઉ. રવિવર્ધન ગણિએ પટ્ટાવલી–સારોદ્ધાર વિ. માં પણ સૂચન કર્યું છે.

માલા [પ્રાચીન તીર્થમાળાસંગ્રહ ભા. ૧, પૃ. ૧૨૨, સં. વિજયધર્મસૂરિ, પ્ર. ય. વિ. ગ્રંથમાળા] માં 'ચંપાનેરિ નેમિજિણંદ, મહાકાલી દેવી સુખકંદ.' કથનદ્વારા સૂચિત કર્યું છે કે-ચાંપાનેરમાં નેમિજિનેન્દ્ર (મૂલનાયક-વાળું)-જિનમંદિર હતું અને મહાકાલી દેવીનું સ્થાનક હતું.

**ચાંપાનેરમાં નેમિજિન**

વિધિપક્ષ( અંચલગચ્છ )ના આચાર્ય વિદ્યાસાગરસૂરિના પટ્ટધર ઉદયસાગરસૂરિએ પાવાગઢની મહાકાલિકાની તથા સાચા દેવની યાત્રા વિ. સં. ૧૭૯૭ માં કરી હતી-એમ નિત્ય-લાભ કવિએ વિ. સં. ૧૭૯૮ માં રચેલા વિદ્યાસાગરસૂરિ-રાસ (ઐ. રાસસંગ્રહ ભા. ૩, ય. વિ. ગ્રં.) પરથી જણાય છે.

પ્રસિદ્ધ કવિ પં. પદ્મવિજયજીએ વિ. સં.૧૮૨૮માં રચેલા, પોતાના ગુરુ ઉત્તમવિજયના નિર્વાણ-રાસ(ઢાલ ૮-૯ જૈન ઐ. રાસમાળા ભા. ૧ સં. મો. દ. દેશાઇ)માં સૂચવ્યું છે કે-ચાંપાનેરથી આવેલા કમલશાહ શેઠની વેનતિ પરથી પં. ઉત્તમવિજયજીએ વિ. સં. ૧૮૨૨નું ચોમાસું ચાંપાનેરમાં કર્યું હતું, અને ઉપધાન વિગેરે ક્રિયા કરાવી હતી; જેનો સ્વર્ગવાસ વિ. સં. ૧૮૨૭ માં થયો હતો.

**વિક્રમની ૧૯ મી સદીમાં**

મીરાતે સિકંદરી, મીરાતે અહમ્મદી તથા તબકાતિ અકબ્બરી વિગેરે ગ્રંથોના આધારે લખાયેલ 'હિસ્ટોરીકલ સ્કેચ ઑફ ધ હીલ ફોર્ટ્રેસ ઑફ પાવાગઢ ઇન્ ગુજરાત' નામના, મેજર જે. ડબલ્યુ. વૉટસનના મનનીય લેખ-[ ઇંડિયન એન્ટિકવેરી ૧૮૭૭ જાન્યુઆરીના વૉ. ૬. પ. ૧ થી ૯ માં પ્ર. ]માં, પાવાગઢના ઉપરના કિલ્લામાં જૈનોનાં

ઘણાં દેવાલયોના અવશેષો હોવાનું પણ સૂચન છે. **ચાંપા-નેર** અને **પાવાગઢનો** ભૌગોલિક આવશ્યક પરિચય, ઈ. એ. ૧૮૮૦ ના વૉ. ૯, પૃ. ૨૨૧ માં પ્રકટ થયેલ છે.

**અર્વાચીન ઉલ્લેખો**

**જેમ્સ કેમ્પબેલ** સાહેબના અંગ્રેજી ગેઝિટીઅર ગ્રંથોના સારરૂપે કવિ **નર્મદાશંકરે** **મુંબઇ** સરકારના હુકમથી તૈયાર કરેલ ગૂજરાત સર્વસંગ્રહ( **મુંબઇ** ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી સન્ ૧૮૮૭ માં પ્રકટ થયેલ પૃ. ૪૬૫ થી ૪૬૮ )માં **ચાંપાનેરનો** પરિચય આપ્યો છે. તેમાંથી સાર ભાગ નીચે દર્શાવવામાં આવે છે—

" [1]**પાવાગઢની** ઇશાન કોણ તરફ મૈલેક ઉપર, વડોદરાથી પૂર્વમાં પચીસેક મૈલ ઉપર અને ગોધરાની દક્ષિણે ૪૨ મૈલ ઉપર **ચાંપાનેર** સૂચવેલ છે.

હાલમાં ત્યાં જૂજ ભીલ તથા નાયકડા રહે છે. બાકી ઉજડ. આગળ નામાંકિત શહેર હતું. વનરાજના સમયમાં **ચાંપા**( વાણિયો કે [2]કણબી )એ **ચાંપાનેર** વસાવ્યું. ૧૧મા સૈકામાં રામગોડ તુવાર **પાવાપતિ** હતો, પણ એ અણહિલવાડ **પાટણનો** મંડલેશ્વર હશે. **ચાંપાનેર**, **અનહિ-લવાડ** રાજ્યનો પૂર્વભાગમાં જબરો કિલ્લો ગણાતો હતો. **અલાઉદ્દીને પાટણ** પર [3]આક્રમણ કર્યા પછી ચોહાણ રજપૂ-

---

૧ વિશ્વામિત્રી નદીનું ઉદ્ગમસ્થાન, વડોદરાથી ૨૮ માઇલ પૂર્વમાં, સમુદ્રસપાટીથી ૨૮૦૦ ફીટ ઉંચો અગમ્ય દુર્ગ છે. ૩ કોશ ઉંચાઇમાં અને ૧૨ કોશ ઘેરાવામાં.

૨ ફાર્બસ સાહેબની **રાસમાળા**( ગૂ. ભા. પૃ. ૪૦ )માં શૂરવીર મહામાત્ય **જાંબ** વણિકને જ **ચાંપા** તરીકે સૂચવેલ છે.

૩ વિ. સં. ૧૫૧૨ માં કવિ **પદ્મનાભે** રચેલા કાન્હડદે પ્રબંધ [ શ્રીયુત ડા. પી. દેરાસરી બેરીસ્ટર મહાશય દ્વારા સં. ખં. ૧-

તેના અધીનમાં હતું, તેઓએ ૧૪૮૪ માં ચાંપાનેર ખોયું; જેના વંશજો છોટાઉદેપુર અને દેવગઢ બારિયામાં રાજ-સત્તા ચલાવે છે.

હાલોલ પાસે નાની ઉમરવાનથી મળેલા લેખમાં ચાંપાનેરના ચૌહાણ રાજાઓનાં નામો ૧ રામદેવથી ૧૧ ત્ર્યંબકભૂપ, ૧૨ ગંગરાજેશ્વર અને ૧૩ જયસિંગદેવ જણાવ્યાં છે.

ઇશાનકોણ તરફના ઢોળાવ પર, પાવાગઢના કિલ્લા નીચે રજપૂત ચાંપાનેર હતું. ઈ. સન્ ૧૪૧૮ માં શહેરને ઘેરો. ખંડણી આપવી પડી હતી.

ઈ. સન્ ૧૪૫૦ માં બહુ સપડાયા હતા, તો પણ ડુંગરીને બળે ચાંપાનેરના રજપૂત પોતાની સ્વતંત્રતા અને મોટપ રાખી રહ્યા હતા. પડોશના રાજા અને ઇડરના રાવ સાથે લડાઇઓ થઇ હતી.

ઈ. સન્ ૧૪૮૩ના દુકાળમાં મહમૂદ બેગડાના સરદાર

---

કડી ૬૬ થી ૬૮ ]માં જણાવ્યું છે કે-અલાવદીન પાતશાહે ગુજરાત પર આક્રમણ કરતાં, અન્ય મુખ્ય નગરો સાથે ચાંપાનેરને પણ ચાંપ્યું હતું—

"અલાવદીન પાતસાહ કેરી, તુ વરતાવી આણ. ૬૬
બણી કટક ઉપરાં અસાઉલિ, ગઢમાંહિ મેહલું થાણૂં;
ગુજરાત દેસ દીસોલ્યૂં, અતિ કીધું તરકાણૂં. ૬૭.
અસાઉલિ, ધૂલકું, ખંભાયતિ, સૂરતિ નઇ રાનેર;
બીજાં નગર કેતલાં કહીઇં. ચંપઈ ચાંપાનેર. ૬૮."

મલિક આસદે ચાંપાનેરના મુલકમાં લૂટ કરી હતી. રાવળ જેસિંગે તેને હરાવી મારી નાખ્યો હતો.[1]

મહમૂદ બેગડાએ તેનું વેર લેવા વડોદરે ફોજ મોકલી હતી.

રાવળે માળવાના સુલતાન ગ્યાસુદ્દીનની મદદ માગી હતી.

---

૧ આ જયસિંહ પતાઇ રાવળ નામથી ઓળખાતો હતો, તેના અને મહમ્મદ બેગડાના સમયથી ચાંપાનેર અને પાવાગઢ બહુ પ્રસિદ્ધિમાં આવ્યું છે અને તે સંબંધમાં અનેક દંતકથાઓ પ્રચલિત થઇ છે. ફાર્બસ સાહેબની રાસમાળામાં તથા તેવાં બીજાં અનેક ઐ. પુસ્તકોમાં એ સંબંધમાં કેટલુંક લખાયેલું મળી આવે છે.

મરાઠી ભાષામાં રચાયેલ 'પાવાગઢચા પોવાડા' સયાજી સાહિત્યમાલા [ પુ. ૯૪ ] માં બડોદ્યાચેં મરાઠી સાહિત્ય [ પૃ. ૧૬ થી થી ૧૮ ] માં પ્રકટ થયેલ છે.

પ્રસિદ્ધ નવલકથાકાર રા. નારાયણ વ. ઠક્કરે રચેલ 'ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય' [ ગુજરાતી પત્રની ૧૯૬૮ ની ભેટ ] નવલકથા સાથે પરિશિષ્ટ પૃ. ૨૪૩ થી ૨૬૨ માં ચાંપાનેરના ખંડિયેરો અને પાવાગઢ નામનો રા. નટવરલાલ ઇ. દેશાઇ બી. એ. એ લખેલો લેખ પ્રકટ થઇ ગયો છે.

શ્રીયુત રમણલાલ વ. દેશાઇએ રચેલ 'પાવાગઢ' બુક સયાજી બાલજ્ઞાનમાલા[ પુ. ૭ ]માં પ્રકાશિત થયેલ છે.

રા. ધીરજલાલ ટો. શાહે 'પાવાગઢનો પ્રવાસ' પ્રકટ કરેલ છે.

લે. જગજીવનદાસ દયાળજી મોદીએ લખેલ વડોદરાના વૈભવ ( સયાજી બાલજ્ઞાનમાળા પુ. ૨૭ )માં જણાવ્યું છે કે—

"પાવાગઢના ડુંગર ઉપરનું (?) ચાંપાનેર શહેર તૂટીને વડોદરા વસેલું (?) હોવાથી વડોદરાના ઘણા લોકો દરવર્ષે કાળકામાતાનાં દર્શન કરવા પાવાગઢ જાય છે." ત્યાં 'જતાં બાર ને આવતાં અઢાર' કહેવત ટાંકી છે.

મહમૂદ દોહદ આવ્યો કે માળવાનો સુલતાન પાછો ફર્યો હતો.

મહમૂદે ૧૪૮૪માં ચાંપાનેરમાં મસજીદનો પાયો નાખ્યો હતો અને ત્યાંનો કિલ્લો કબ્જે કર્યો હતો.

મુસલ્માની ધર્મ ન સ્વીકારતાં, ઘાયલ થયેલા રાવળને મારી નાખ્યો હતો. મુસલમાન થનાર રાવળના પુત્રને 'નિઝામ ઉલ મુલ્ક' ખિતાબ આપી અમીર બનાવ્યો હતો.

ચાંપાનેરને મહમૂદે મહમૂદાબાદ[1] નામ આપી રાજધાનીરૂપે બનાવ્યું હતું.

કિલ્લો, મસજીદ, મહેલો બંધાવ્યા. મકાનો, બગીચાઓ, ફુવારા ખોરાસાનીના ફીસબથી કરાવ્યા. અમીરો, વજીરોને બોલાવી વસાવ્યા. મકાનો વિગેરેથી તે મનોહર થયું હતું.

---

૧ ૧૪૭૯ માં સુલતાને ચાંપાનેરનો મુલક ઉજડ વાળવા ફોજ મોકલી હતી. વાત્રક–કાંઠે (અહમ્મદાબાદથી ૧૮ માઇલ) મહમૂદાબાદ વસાવ્યું.

૧૪૮૪(૩)માં ગુજરાતમાં દુકાળ, ચાંપાનેરના મુલકમાં હુમલા. ચાંપાનેરના રાજાએ હુમલા કરનારને હરાવી, ઘણાં માણસોને કાપી બે હાથી તથા ઘણા ઘોડા રાજ્યમાં આણ્યા.

ચાંપાનેરના રાજાએ વકીલ મોકલી માફી માગી. તેનો અસ્વીકાર. ૨૦ માસ ઘેરો [૧૪૮૩ ના એપ્રિલથી ૧૪૮૪ નો ડિ.]. યુકિત–પ્રયુકિત, રાવળ અને રાજપૂતોનું વીરતાભર્યું યુદ્ધ. દિવાન ડુંગરશી ઘવાયા. રાજકુંવરને સૈફઉલ્મુલ્કને હવાલે કરી મુસલ્માની ધર્મ ભણાવ્યો–

મુજફ્ફરશાહ ૧૫૨૩–૧૫૨૭ દ્વારા 'નિઝામુલ્મુલ્ક'

—મિરાતે સિકંદરી (ગો. હા. દેશાઇ. ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ).

કેરી, સુખડનાં ઝાડ, ઇમારતી કામનાં લાકડાં, ધારદાર તરવાર, ચકચકિત રંગવાળું રેશમ અને વેપાર-ધંધા માટે **ચાંપાનેર** વખણાયું હતું. ગુજરાત અને **માળવા**ના મૈત્રી-સંબંધથી શહેરની આબાદાની વધી હતી. આફત વેળા ખજાનો સંતાડવાને ડુંગરી કામની છે એવું સુલતાને વિચાર્યું.

ઇ. સન્ ૧૫૧૪ માં **ચાંપાનેર** પૂરી જાહોજલાલીમાં હતું. ધાન્ય-ફલ-પાક, પશુ-ધન વિગેરેથી સમૃદ્ધ હતું. શિકારી જગ્યાઓ પણ હતી.

૧૫૩૬ માં બહાદુરશાહ મૃત્યુ પામતાં સુધી **ચાંપાનેર**, ગુજરાતનું રાજકીય રાજધામ હતું. તે પછી પાછી અમદાવાદ રાજધાની. ગુજરાતનું **માળવા** પરથી ઉપરીપણું ગયું કે **ચાંપાનેર**નો વેપાર તૂટ્યો.

ઇ. સન્ ૧૫૫૪ પછી ૨૦ વર્ષના બખેડામાં ગુજરાતને તેમ **ચાંપાનેર**ને ખૂબ ખમવું પડ્યું.

**અકબ્બરે** ૧૫૭૩ થી ૧૬૦૫ માં ગૂજરાતમાં વ્યવસ્થા કરી, પણ **ચાંપાનેર**ની આબાદાની ન થઈ.

૧૭મા સૈકાની શરૂઆતમાં ત્યાંની હવા શરીરને નબળું બનાવે તેવી અને પાણી ઝેર જેવું થયું. શહેર ઘણી દુર્દશામાં હતું.[1]

---

૧ ઇ. સન ૧૭૨૮( વિ. સં. ૧૭૮૪ )માં કંતાજીના પુત્ર કૃષ્ણાજી( મરાઠા )એ એકાએક હલ્લો કરી **ચાંપાનેર**નો કિલ્લો લીધો હતો, અને તેમના કારભારીઓ ખંડણીનો હિસ્સો ઉઘરાવવા ગુજરાતમાં રહેવા લાગ્યા હતા.

**ચીમનાજીરાવે ચાંપાનેર** પાસેનો પ્રદેશ લુંટ્યો હતો.

૧૮૦૩માં બ્રિટીશે લીધું ત્યારે ત્યાં માત્ર ૫૦૦ માણસોની વસ્તી હતી. ફોજનું આગમન જાણી ઘણી વસ્તી ભાગી ગઇ હતી. અશક્ત, રોગી વિગેરે રહી ગયા હતા.[૧]

૧૮૧૨માં ૪૦૦ ઘર હતાં, જેમાંનાં અર્ધાં બહારથી આવી વસેલાં હતાં.

૧૮૨૯માં રેશમી કાપડના વણકરોમાં કોલેરાથી ઘટાડો થયો હતો.

મુસલમાની રાજ્યકાળમાં થયેલી મસજીદો, ૧૫૩૬ ની સિકંદરશાહ વિ. ની કબરો, મીનારા, કૂવા, તળાવો, મહેલો અને જહાંપનાહકોટ, ફારસી લેખ વિ.નાં નિશાનો તથા મહમૂદશાહના બેટા મુઝફ્ફરશાહનું નામ વિ. જણાય છે.

'રસ્તાની દક્ષિણ ડુંગરીની તળેટી પાસે ઘરોના ભાંગા તુટા પાયા ને થોડાંક જૈન દેહરાં છે, તે રજપૂત ચાંપાનેરની જગા બતાવે છે.' [ પૃ. ૪૯૮ ]

## બ્રિટીશ સામ્રાજ્યમાં.

૧૮૫૩ ના જુલાઇની ૩૧મીએ બ્રિટીશ સરકારની વ્યવસ્થા તળે આવ્યું, ત્યારે તે ઘણું ખરું ઉજ્જડ હતું. વસતિનો એક ભાગ જ રહ્યો હતો. જંગલ કપાવવા અને ખેડૂતો

૧ ઇ. સન્ ૧૮૦૩ ના ઑ. સ. માં પાવાગઢ બ્રિ. અંગ્રેજના તાબામાં ગયું હતું. ડિ. માં 'સરજેઅંજન ગામમાં કોલકરાર થયા તેની રૂએ પાવાગઢ અને દોહદ સિંધિયાને પાછાં આપવામાં આવ્યાં હતાં. ( ગૂ. સ. સં. પૃ. ૩૭૦ )

વસવા આવે તેવું કરવા રૂા. ૧૨૫૯ ખર્ચ્યા પણ નવી વસ્તી થઈ નહિં. ત્રણ ભાગ મરી ગયા ને એક ભાગ ભાગી ગયો. પોલીસના સીપાઈઓ સિવાય ત્યાંના રઈશમાં ગરીબ ને રોગી એવાં કોળી નાયકડાનાં જૂજ કુટુંબ છે."

ઉપર જણાવેલી વિષમ પરિસ્થિતિમાં ચાંપાનેર–પાવાગઢની ભૂમિને છેલ્લી સલામ કરતા શ્વે. જૈન સમાજે અભ્યુદયવાળા અન્યાન્ય સ્થાન તરફ પ્રયાણ કરતાં પોતાના પૂજ્ય દેવોની કેટલીક મૂર્તિયોને પણ સાથે લીધી અને નિર્ભય સ્થાનમાં પધરાવી. એથી ખાલી પડેલા એ સ્થાન પર અવસર સાધી અન્ય સમાજે અધિકાર જમાવ્યો. શ્વે. જૈનસમાજની અગ્ર-

ઇ. સન્ ૧૮૩૬માં ગોધરાના નાયકડા વિગેરેએ તોફાન કર્યું હતું. પંચમહાલ સિંધિયાને તાબે હતો, પહાડી મુલક ઉપર ગવાલિયરથી રાજ્ય ચલાવવું મુશ્કેલ લાગ્યાથી ઇ. સન્ ૧૮૫૩ માં પંચમહાલનો વહીવટ ૧૦ વર્ષ માટે સિંધિયાએ અંગ્રેજ સરકારને સોંપ્યો.

ઇ. સન્ ૧૮૫૭ ના બળવા વખતે પંચમહાલના મુસલમાન તથા જમીનદારોએ દોહદને ઘેરો ઘાલ્યો હતો.

ઇ. સન્ ૧૮૫૯ માં તાતિયા ટોપી પંચમહાલમાં આવેલ હતો.

ઇ. સન્ ૧૮૬૧ માં પંચમહાલને બદલે ગ્વાલિયર પાસેનો પ્રદેશ લઇ સિંધિયાએ તે અંગ્રેજ સરકારને આપી દીધો.

ઇ. સન્ ૧૮૬૮ માં પંચમહાલમાં બખેડા થયા હતા. જોરીઆ નાયકે ચમત્કાર બતાવ્યો હતો.

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ ( ગો. હા. દેશાઇ )

બાબૂ સાધુચરણપ્રસાદના હિંદી ભારતભ્રમણ [ ખં. ૪, પૃ. ૩૮૮–૯ પ્ર. ૧૯૬૯ ]માં જણાવ્યું છે કે—

ગણ્ય સંસ્થાઓ અને તેના આગેવાનો પોતાના પૂર્વજોના કીર્તિમય સ્મારકને પોતાના અધિકારમાં રાખી સંભાળવામાં બેદરકાર રહ્યા! અથવા અસમર્થ-નિષ્ફળ નીવડ્યા! તેનો ઇતિહાસ અપ્રકટ છે, છતાં વિચારવા યોગ્ય છે.

ઈ. સન્ ૧૮૮૫[ વિ. સં. ૧૯૪૧ ]માં પ્રકટ થયેલ રિ. લિ. ઑફ્. એ. રિ. ધી. બોમ્બે પ્રેસીડેંસી[ વો. ૮, ૯૭ ]માં ડૉ. જે. બર્જેસે ઇંડિયન્ ઍન્ટિકવેરી વૉ. ૬, પ. ૧ તથા વૉ. ૯, પ. ૨૨૧ના સૂચન સાથે પંચમહાલનો પરિચય કરાવતાં એ આશયની સાંકેતિક ગૂઢ નોંધ કરી છે કે—

"પાવાગઢના શિખર પર રહેલા કાલિકા માતાના મંદિર નીચેના ભાગમાં **અતિ પ્રાચીન જૈન મંદિરોનો જથ્થો છે કે જેનો પુનરુદ્ધાર, થોડા સુધારા-વધારા સાથે હાલમાં તે મંદિરોનો કબ્જો જે જૈનો કરી રહ્યા છે, તેમના તરફથી થોડા વખત પહેલાં જ કરાવવામાં આવેલ છે.**[1] "

---

૧૫૩૫માં દિલ્હીના હુમાયુએ ચાંપાનેર લૂંટ્યું હતું. ( કબ્જે કર્યું હતું. અકબરનામા, ગૂ. સ. સં. )

૧૫૩૬ માં અહમ્મદાવાદ, ગુજરાતની રાજધાની થયું.

૧૮૫૩ માં અંગ્રેજી પ્રબંધ.

૧૮૬૧ માં સિંધિયાએ અંગ્રેજી રાજ્ય પાસેથી ઝાંસીની પાસેની ભૂમિ લઇ પંચમહાલ તેમને આપી દીધો. ૧૮૭૭ (વિ. સં. ૧૯૩૩)માં પંચમહાલ જૂદો જિલ્લો રેવાકાંઠા પો. એ. ને આધીન થયો."

૧ "At the top the shrine of Kâlikâ Mâtâ

**વિક્રમની ૨૦ મી સદીમાં દિ. જૈનોનો પ્રવેશ**

દિ. જૈન ડાઈરેક્ટરીના સે. ઠા. ભ. ઝવેરી દ્વારા મુંબઈ વેંકટેશ્વર સ્ટીમ્ પ્રેસમાં છપાઈ વિ. સં. ૧૯૭૦ માં પ્રકટ થયેલ ભા. દિગંબર જૈન યાત્રાદર્પણ હિંદી( પૃ. ૨૭૮ થી ૨૮૦ ) માં પાવાગઢ( સિદ્ધક્ષેત્ર )નો પરિચય, પ્રાચીનતા બતાવવા ગાથા ટાંકી આપ્યો છે.[1]

તે પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે વિ. સં. ૧૯૪૪ માં માહ શુ. ૮ **ચાં**પાનેર ગામમાં જૈનમંદિર( દિ. )ની પ્રતિષ્ઠા થઈ. ધર્મશાલા વિગેરે બન્યું. વિ. સં. ૧૮(૧૯)૩૮ થી, માહ શુ. ૧૩ થી ૩ દિવસ સુધી મેળો ભરાવા લાગ્યો. પાવાગઢ ચડતાં ૬ ઠા દરવાજાની બહાર ભીંતમાં દિ. (?) જૈનપ્રતિમા

---

and a small group of Jain temples just below it, of considerable age, but recently renewed and modified by the Jain who are re-occupying them." ( Ind. Ant. Vol. I; VI IX. 221 )

( Revised Lists of Antiquarian Remains in the Bombay Presidency VIII, 1885. p. 98 by J. Butgess ).

१ " रामसुवा वेण्णि जणा लाडणरिंदाण पंच कोडीओ ।
पावागिरिवरसिहरे णिव्वाणगया णमो तेसिं ॥ "

બમ્બઇ પ્રાન્તકે પ્રાચીન જૈન સ્મારક[ ૧૯૮૨ માં પ્ર. પૃ. ૧૪ ]માં બ્ર. **શીત**લપ્રસાદજીએ આ ગાથાને **નિર્વાણ**કાંડ નામના કોઇ પ્રાકૃત આગમની સૂચવી છે.

પદ્માસન ૧ાા ફીટ ઉંચી ઉકેરેલી સૂચવી તેના પર લખેલો સં. ૧૧૩૪ જણાવ્યો છે.

નગારખાના દરવાજાથી દિ. (?) જૈનોનાં લાખો રૂા. ની લાગતવાળાં પાંચ મંદિર જણાવી તેમાં દિ. (?) જૈન પ્રતિમાઓ અને સુંદર નકશી કામો દીવાલોમાં ઉકેરેલાં જણાવ્યાં છે. પરંતુ તે જીર્ણાવસ્થામાં અને અંદર પ્રતિમાઓ ન હોવાનું જણાવ્યું છે.

છાશિયા તળાવ પાસેના ૩ મંદિરો વિના પ્રતિબિંબનાં જીર્ણ પડ્યાં જણાવ્યાં છે. તેમાંનું ૧ મંદિર શિખરબંધ બિલકુલ તૈયાર, માત્ર એક તરફની થોડી દિવાલ પડેલી જણાવી છે.

દૂધિયા તળાવ ઉપર બે પ્રાચીન જીર્ણ મંદિર જણાવી તેમાંના એકનો ઉદ્ધાર સં. ૧૯૩૭ માં થયો જણાવે છે. તેમાં રહેલી રમણીય ૧૦ પ્રતિમામાંથી ૬ પ્રતિમાઓ પર એ જ સંવત્ કનકકીર્તિ નામ સાથે લખેલ જણાવ્યો છે. ૧ પર રામકીર્તિ, અન્ય પ્રતિમાઓ પર ૧૫૪૮, તથા ૧૬૪૬, ૧૬૬૫ વાદિભૂષણ, ૧૬૬૯ સુમતિકીર્તિ નામ જણાવ્યું છે.

આગળ સીડિયોની બંને તરફ ૮ દિ. (?) જૈન પ્રતિમા જણાવી પછી ઉપર કાલકા દેવીનું મંદિર જણાવ્યું છે.

એ સીડિયોથી એક તરફ થોડું ચાલતાં પહાડની ટોચ પર રામચંદ્રજીના સુપુત્ર લવ અને અંકુશ[ બં. પ્રાં. સ્મા. માં કુશ ]નું નિર્વાણસ્થાન, તેને સાક્ષાત્ મોક્ષમહલ અને એ પહાડ પરથી ૫ કોટિ મુનિ [ ઉપર ટાંકેલી ગાથામાં જણાવેલ ] મુક્તિ પધાર્યા !! જણાવે છે. ”

**સોરઠ**, **ગુજરાત**, **મારવાડ( રાજપૂતાના )**, **માળવા**,
**મેવાડ** અને **દિલ્લી** જેવા વિસ્તૃત દેશોનાં

**ઉપસંહાર**

મહારાજ્યોની સ્થાપના, વૃદ્ધિ અને ઉન્નતિ-પ્રગતિ કરવામાં વર્ષો પર્યન્ત ઉચ્ચ રાજ્યાધિકારીરૂપે તથા અન્યાન્ય પ્રકારે કિંમતી ફાળો આપનાર, **ચાવડા**, **સોલંકી** અને **ચૌહાણ** જેવા રજપૂત રાજવંશોને જ નહિ; **મુસલમાન**, **મોગલ** પાતશાહોને અને છેવટે બ્રિટીશ સામ્રાજ્યના સૂત્રધારોને પણ ઉચ્ચ પ્રકારની સહાયતા-સેવા સમર્પનારા સદ્‌ગૃહસ્થોથી; તથા ધર્મ અને નીતિના પવિત્ર માર્ગે પ્રેરનારા પ્રભાવશાલી, સદ્‌ગુણી સચ્ચરિત્ર વિદ્વાન્ ધર્મોપદેશક ગુરુઓથી ગૌરવશાલી થયેલ શ્વે. જૈનસમાજ, **વસ્તુપાલ**, **તેજપાલ** જેવા પોતાના પૂર્વજોના વિજય-સ્મારકોના ભૂલાઈ ગયેલા પ્રામાણિક ઇતિહાસને વાંચે, વિચારે, સમજે. તેણે પ્રમાદથી, ભયથી, બેદરકારીથી અથવા અન્યાન્ય કારણોથી કેટલું ગુમાવ્યું ? કઇ રીતે ગુમાવ્યું ? ક્ષુદ્ર આંતર કલહોથી, અને પ્રમાદોથી થયેલી તેની નિર્બલતાનો લાભ લઈ બીજાઓએ ક્રમશઃ કેવી યુક્તિ પ્રયુક્તિથી આક્રમણો કર્યાં ? એ ગંભીર ઇતિહાસને સમજવા શક્તિમાન્ થાય, સાવધાન થાય અને જાગૃત થઇ પોતાના પૂર્વજોના સદ્‌ગુણોને અને ગૌરવભર્યાં સ્મારકોને સંરક્ષવા તત્પરતા દર્શાવે; તો આ પરિશ્રમ સફલ થયો માનીશું.

—**લા. ભ. ગાંધી.**

# ગુજરાતના વીર મંત્રી
# તેજપાલનો વિજય.

[ લે. પં. લાલચંદ્ર ભ. ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડાદરા. ]

મંગલમય આનંદ-પ્રસંગ ઉપસ્થિત થયો છે કે દીર્ઘાયુઃ શ્રીજૈનધર્મપ્રકાશની ૫૦ વર્ષની સેવાના સ્મારક તરીકે સુવર્ણ-મહોત્સવ-સમિતિ દ્વારા સુવર્ણ-વિશેષાંકની યોજના કરવામાં આવી છે. તેમના આમંત્રણને માન આપી અમ્હારે પણ યથા-શક્તિ નૈવેદ્ય ધરવું જોઇએ-એમ વિચારી યથામતિ કંઇક લખવા પ્રવૃત્ત થતાં ગુજરાતના પ્રતિષ્ઠિત પવિત્ર ઉત્તમ પુરુષોનો-પ્રાચીન જૈન મંત્રીશ્વરોનો ઉજ્જ્વલ કારકિર્દીભર્યો સુવર્ણમય ઇતિહાસ દૃષ્ટિ-સમક્ષ ઉપસ્થિત થાય છે; ત્યારે બીજી તરફથી કેટલાંક વર્ષોથી ગુજરાતના કેટલાક સાક્ષરોએ સં. પ્રા. ઐ. આધારભૂત મૂલ ગ્રંથના અજ્ઞાનથી અથવા ધર્મભેદ, વર્ણભેદ જેવા ગમે તે આંતરિક કારણે, જાણતાં કે અજાણતાં અસંબદ્ધ અને અસંભવિત કલ્પનાઓ કરી તે મહાપુરુષોને કલંકિત અધમ દર્શાવવા કરેલો બુદ્ધિનો વિચિત્ર અનુચિત ઉપયોગ નજરે ચડે છે. ગુજરાતનું ગૌરવ દર્શાવવાની ઘોષણા કરતા, ગુજરાતને સાંસ્કારિક વ્યક્તિ તરીકે સમજાવવા મહાપ્રયત્ન કરતા, ગુજરાતના નામાંકિત નવલકથાકારે ગુજરાતની વિશિષ્ટ વિભૂતિયોને મનસ્વી કલ્પનાઓથી અઘટિત રૂપમાં રજુ કરી, પોતાની શક્તિને અવળે માર્ગે ઉતારી ગુજરાતના

સાક્ષર-સમાજને શરમાવ્યો છે. કલા અને રસિકતાના મન-માન્યા પોષણને નામે સાચા ઈતિહાસને છૂપાવી વિપરીત વિધાન કરતાં ભીંત નહિ પણ પાયો જ ભૂલેલા એ સાક્ષરો-ને-નવલકથાકારોને ઇતિહાસનું કેવું જ્ઞાન છે? અથવા સાચા ઇતિહાસ પ્રત્યે કેટલો પ્રેમ છે? યા ગુજરાત પ્રત્યે કેટલું માન છે? સાચી ગુણગ્રાહકતા અને કૃતજ્ઞતા કેટલા અંશમાં છે? અથવા ગુણોમાં દોષો આવિષ્કરણ કરવારૂપ અસૂયા-અસહિષ્ણુતા કેટલી હદે પહોંચી છે? તે જન-સમાજ આગળ પ્રકટ કર્યું છે. એથી પણ સંતોષ ન થતાં વિદ્યાર્થિ-સમાજમાં-ગુજરાતની ઉછરતી યુવકપ્રજામાં એ કુસંસ્કારરૂપી વિષ પ્રસરાવવા થયેલા પ્રયત્ન પણ જાણીતા છે. 'જતિ કે જમદૂત' જેવાં કલ્પિત પ્રકરણોદ્વારા અને કલ્પિત પાત્ર-સંબંધોદ્વારા વિલક્ષણ પ્રકારે જૈન-ધર્મને અને સમાજને નિન્દ્ય, તિરસ્કારપાત્ર, ધિક્કારવા યોગ્ય ઘૃણિતરૂપમાં દર્શા-વતાં તેમના સ્વૈરવિહારી મુત્સદ્દી મગજને શાંતિ નથી વળી. સુપ્રસિદ્ધ હેમચંદ્રાચાર્ય તરફ ચાપલ કરવાથી, કે ગુજરાતની રાજમાતા પવિત્ર સતી મયણલ્લાને તરંગી કલ્પનાઓથી વિચિત્ર અયોગ્ય પ્રેમ-સંબંધવાળી દર્શાવવાથી જ સંતોષ નથી થયો. મહામાત્ય મુંજાલ, મંત્રીશ્વર ઉદયન, વાગ્ભટ, આમ્રભટ અને **સાંતૂ, સજ્જન** જેવા માનનીય, ઈતિહાસપ્રસિદ્ધ ગુજરાતના યશઃશેષ વિદેહી વિશિષ્ટ અધિકારીઓને, શ્રાવક વણિક્ જૈન સમા-જને નીચ દર્શાવવા, કરી શકાય તેટલો વચન-બાણ-પ્રયોગ કરી તુચ્છકારતાં કે અધમ સૂચવતાં ભાગ્યે જ સંકોચ થયો જણાય છે. ઘનશ્યામ અથવા રા. ક. મા. મુનશીની નવલકથાઓ (પાટણ-ની પ્રભુતા, ગુજરાતનો નાથ, રાજાધિરાજ વિ.) વાંચનારાઓ

જોઇ શકે છે કે-બીજાઓ પર ધર્મ-ઝનુનનો મિથ્યા આરોપ મૂકનારા લેખકે સ્વયમેવ કેટલો બધો ઉત્કટ ધર્મ-પ્રેમ (! ઝનૂન) કેળવ્યો છે ? ઇતિહાસની અગમ્ય ફિલસૂફી ઉચ્ચારતા અપૂર્વ ઇતિહાસવેત્તાએ કેટલી બધી ન્યાયવૃત્તિ દર્શાવી છે ! કેટલું બધું માધ્યસ્થ્ય જાળવ્યું છે ? કેટલી સત્ય-પ્રિયતા સૂચિત કરી છે ? એમ કરતાં સ્વદેશ-પ્રેમ કે સ્વદેશ-દ્રોહ દર્શાવ્યો છે ? એ ઐતિહાસિક નામે ઓળખાતી ઇતિહાસ-વિનાશક નવલકથાઓ વાંચનારા અને સાચા ઇતિહાસને તુલનાત્મક બુદ્ધિથી જાણનારા જ સમજી શકે તેમ છે. જૈન-સમાજ અને ધર્મ તરફ ભ્રમ વા અજ્ઞાન ફેલાવનારાઓ સામે જૈનધર્મપ્રકાશે સાચો પ્રકાશ આપવા અર્ધી સદીમાં કેટલે અંશે પ્રયત્ન કર્યો છે ? અથવા હવે તે પોતાની પ્રૌઢ અવસ્થામાં તેવો પ્રયત્ન કરી પોતાના નામને સાર્થક કરી કેવી રીતે દીપાવશે ? અથવા જન-સમાજને સાચો પ્રકાશ આપવામાં તે કેટલે અંશે સફળ થશે-તે જોવાનું રહે છે.

ઉપર્યુક્ત મંત્રીશ્વરોના સંબંધમાં આ લેખકે 'ગૂર્જરેશ્વરોના મંત્રીશ્વરો' નામના નિબંધમાં ઐતિહાસિક દૃષ્ટિએ સ્વલ્પ પ્રયત્ન કરેલો હોવાથી અહિં માત્ર પોરવાડ વણિક્ સુપ્રસિદ્ધ જૈન મંત્રીશ્વર વસ્તુપાલના અનુજ સહોદર ક્ષાત્ર-તેજ ધરનાર જ્યોતિર્ધર વીર મંત્રી તેજપાલની એક તેજસ્વી ઐતિહાસિક વિજય-કથા રજુ કરવા ઇચ્છા છે. જે પરથી 'વનરાજ ચાવડો' જેવી નવલકથામાં 'શૂરવીર અને શ્રાવક' જેવાં પ્રકરણોદ્વારા શ્રાવક જૈન-સમાજ તરફ કરાયેલો નિંદ્ય આક્ષેપ કેટલો અનુચિત અને અસ્થાને હતો-એ પણ સમજી શકાશે.

વિક્રમની તેરમી સદીના છેલ્લા ચરણમાં-વિ. સં.

૧૨૭૬થી ૧૨૯૬ સુધી મંત્રીશ્વર વસ્તુપાલની તથા વિ. સં. ૧૩૦૪ સુધી તેના લઘુબંધુ તેજપાલની અસાધારણ સેવાનું સદ્ભાગ્ય ગુજરાતને મળ્યું હતું. એ મંત્રીશ્વરોના સુપુત્રો જયંતસિંહ અને લાવણ્યસિંહ વિગેરેની સેવા પણ તેમાં સંમિશ્રિત થયેલી હતી. ગુજરાતના એ સપૂત વફાદાર બહાદૂર અને દાનવીર ધર્મનિષ્ઠ મંત્રીશ્વરોના સદ્ગુણભર્યા સત્કર્તવ્યમય ઇતિહાસને–સાચા સંપૂર્ણ જીવન–ચરિત્રને આલેખવું–એ એક અસાધારણ કાર્ય છે. એમનાં જીવનનું કંઇક દિગ્દર્શન એમના સમકાલીન અને નિકટવર્તી અનેક કવીશ્વરોએ વિશ્વસનીયરૂપમાં સં. અને પ્રા.માં તથા પ્રા. ગૂ. માં, ગદ્યમાં અને પદ્યમાં ગ્રથિત કરેલું છે; જે અનેક ગ્રંથોમાં, પ્રશસ્તિયોમાં અને શિલાલેખોમાં સદ્ભાગ્યે હાલ પણ ઉપલબ્ધ થાય છે. તેને સુવ્યવસ્થિત, સુસંકલિત, સુસંબદ્ધ કરવામાં સુપ્રતિભા સાથે વિશિષ્ટ પરિશ્રમ અને અવકાશ જોઇએ. આ લેખકે આઠેક વર્ષ ઉપર ‘ વીરમંત્રી વસ્તુપાલનો ધર્મપ્રેમ ’ ( જૈન ૧૯૨૬ મે )માં તથા ‘ સિદ્ધરાજ અને જૈનો ’ ( જૈન ૧૯૨૭ મે ) નામના લેખમાં પ્રસંગવશાત્ ઉપર્યુક્ત મંત્રીશ્વર વસ્તુપાલ સંબંધમાં તથા તેમની કીર્તિ વિસ્તારનાર કવિઓની કૃતિયોની નામાવલી તરફ અંગુલિ–નિર્દેશ કર્યો હતો. અહીં માત્ર તેજપાલની એક શૌર્યકથા દર્શાવવા પૂરતો પ્રયત્ન છે.

## મંત્રીશ્વરનાં સ્મારકો.

**ગિરનારમાં**

મંત્રીશ્વર તેજપાલે કેટલાંક ચિરસ્થાયી વિશિષ્ટ સ્મારકો કરાવ્યાં હતાં–તેમાંનાં કેટલાંક અદ્યાપિ વિદ્યમાન પણ છે. મુખ્ય આ પ્રમાણે જાણવામાં આવ્યાં છે–તેણે ગિરનારની

નીચે પોતાના નામે તેજલપુર કરાવ્યું હતું. જ્યાં ગઢ, મઠો, પરબો, મનોહર ઘરો અને આરામો( બગીચા )ની શ્રેષ્ઠ રચના કરાવવામાં આવી હતી. તે જ નગરમાં પોતાના પિતાના સ્મારક તરીકે ' આસરાજ-વિહાર ' એવા નામથી, સુશોભિત પાર્શ્વજિન-મંદિર કરાવ્યું હતું, તથા પોતાની માતાના નામથી વિસ્તૃત કુમર-સરોવર કરાવ્યું હતું. તથા ગિરનાર પર નેમીશ્વરનાં ત્રણ કલ્યાણકોને સૂચવતું ઘણું ઉંચું જિન-ભુવન રચાવ્યું હતું.-એમ એ મંત્રીશ્વરોના સમકાલીન તથા તેમના સ્મારક ધર્મસ્થાનોને વિ. સં. ૧૨૮૭ થી ૧૨૯૩ લગભગમાં પ્રતિષ્ઠિત કરનારા ધર્મગુરુ વિજયસેનસૂરિએ રેવંતગિરિ-રાસ( ગા. ઓ. સિ. પ્રાચીનગૂર્જરકાવ્ય-સંગ્રહ ભા. ૧, કડવું ૧, કડી ૯, ૧૦ તથા કડવું રજું કડી ૧૭ )માં તથા બાલચંદ્રસૂરિએ વસંતવિલાસ મહાકાવ્ય [ ગા. ઓ. સિ. સર્ગ ૧૨, શ્લો. ૪૮ થી ૫૦ ] માં જણાવ્યું છે. જિનપ્રભસૂરિ વિગેરેએ તીર્થકલ્પ( રૈવતકલ્પ) વિગેરેમાં પણ ઉપર્યુક્ત ઘટનાઓનું સૂચન કર્યું છે. વિજયસેનસૂરિ-શિષ્ય ઉદયપ્રભસૂરિ વિગેરેએ ધર્માભ્યુદય મહાકાવ્ય ( સંઘપતિ-ચરિત ) વિગેરેમાં સૂચવ્યા પ્રમાણે તે મંત્રીએ ત્યાં તપસ્વી જટાધરોને ગામનું શાસન-દાન અપાવી વસ્ત્રાપથના માર્ગને તથા સંઘને સંતાપ-રહિત કર્યો હતો.

7 શત્રુંજય પર કરાવેલ નંદીશ્વરતીર્થની રચનાનો અને ત્યાં પોતાની પત્ની અનુપમાના સ્મારક તરીકે

શત્રુંજયમાં શિલાબદ્ધ કરાવેલા સ્વચ્છ મિષ્ટ જલ-પૂર્ણ ' અનુપમ સરોવર 'નો ઉલ્લેખ તેના સમકાલીન ઉપર્યુક્ત ઉદયપ્રભસૂરિ વિગેરે કવિઓએ કર્યો છે.

**આબૂમાં**

મંત્રીશ્વર **તેજપાલે** પોતાની પત્ની **અનુપમા** અને પુત્ર **લાવણ્યસિંહ**( **લૂણસીહ** )ના પુણ્યાર્થ વિ. સં. ૧૨૮૭ માં આબૂ ઉપર પ્રતિષ્ઠિત કરાવેલ 'લૂણસીહ–વસહી' નામનું અપૂર્વ મનોહર શિલ્પકલાવાળું સ્મારક જગત્–પ્રસિદ્ધ છે. તેમના સમકાલીન કવિ **જયસિંહસૂરિએ** વિ. સં. ૧૨૮૬ લગભગમાં રચેલા **હમ્મીર–મદમર્દન** નામના સં. પ્રા. નાટક ( ગા. ઓ. સિ. પ્રકાશિત )માં સૂચિત કર્યું છે કે–ઉપર્યુક્ત મંત્રીશ્વરના **ગુજરાતની** અનુપમ સેવાના અપૂર્વ અવસરમાં એ **લાવણ્યસિંહે** પણ અમૂલ્ય સહાયતા કરી હતી. મહારાણા **વીસલદેવના** સમયમાં ભૃગુકચ્છ(ભરૂચ)માં વિ. સં. ૧૨૯૮ માં પંચકુલના અધિકારમાં એ લૂણસીહનું પ્રાધાન્ય હતું– એમ એ સમયમાં લખાયેલ **દેશીનામમાલાના** ઉપલબ્ધ તાડપત્રી પુસ્તક પરથી જણાય છે. [ જુઓ ગા. ઓ. સિ. **પાટણ** ભં. કૅટૅ. વૅા. ૧, પૃ. ૬૯ ].

**ભરૂચમાં**

તે **ભરૂચના** **શકુનિકા–વિહાર–મુનિસુવ્રત–જિનમંદિરની** ૨૫ દેવકુલિકાઓને પણ ઉપર્યુક્ત જયસિંહસૂરિના ઉપદેશથી મંત્રીશ્વર **તેજપાલે** સુવર્ણદંડોથી વિભૂષિત કરી, મંત્રીશ્વર ઉદયનના સુપુત્ર **અંબડની** કીર્તિને વિશેષ ઉજ્જ્વલ કરી હતી; એમ એ જ જયસિંહસૂરિ કવિએ પ્રશસ્તિદ્વારા પ્રકાશિત કર્યું છે.

મંત્રીશ્વર **વસ્તુપાલ** સાથે **તેજપાલનાં** પણ વાસ્તવિક કીર્તિ–કવનો અનેક કવીશ્વરોએ ઉચ્ચાર્યાં છે. **આબૂ, ગિરનાર** જેવા અત્યુચ્ચ પવિત્ર સ્થાનોમાં કરાવેલ રમણીય મનોહર ચિરસ્થાયી સ્મારકોમાં શિલાલેખરૂપે અને અનેક ગ્રંથરત્નોમાં

એ પ્રશસ્તિયો ઉપલબ્ધ થાય છે. જે સર્વનું ઉદ્ધરણ અહિં અશક્ય છે. વિ. સં. ૧૨૯૬માં મંત્રીશ્વર વસ્તુપાલના સ્વર્ગવાસ થયા પછી પણ, વિ. સં. ૧૩૦૩ માં અણહિલ-પાટક (પાટણ)માં, મહારાજ **વીસલદેવ**ના રાજ્યસમયમાં, મહામાત્ય **તેજપાલ**ના અધિકાર વખતે લખાયેલું આચારાંગ-સૂત્ર-વૃત્તિવાળું તાડપત્ર પુસ્તક ખંભાતમાં ઉપલબ્ધ થાય છે [ પીટર્સન રિ. ૧, પૃ. ૪૦ ]. જે પછીના વર્ષમાં વિ. સં. ૧૩૦૪ માં એ મંત્રીશ્વર **તેજપાલ** દિવંગત થયાનો દુઃખદ ઉલ્લેખ મળે છે.

**ઐતિહાસિક ઘટના-નિર્દેશક**

ધોળકા( ગુજરાત )ના મહારાણા **વીરધવલ**ના પ્રીતિ-પાત્ર એ વીર મંત્રીશ્વર **તેજપાલે** ગોધ્રાના અભિમાની રાજા ઘૂઘુલ પર આક્રમણ કરી વીરતાપૂર્વક વિજય મેળવ્યો હતો. એ પ્રસંગ અહિં સૂચવવાનો છે. આ ઐતિહાસિક ઘટનાને સંક્ષેપ-વિસ્તારથી પ્રાચીન એ વિદ્વાનોએ પોતાના ગ્રંથોમાં જણાવી છે. હમ્મીર જેવા મ્લેચ્છ વીરોને પણ હંફાવી તેના મદનું મર્દન કરવામાં પણ સફળ અમૂલ્ય સેવા અર્પનારા પ્રતાપી મુત્સદ્દી એ મંત્રીશ્વરોનો ઝળહળતી કારકિર્દીવાળો સુસમય વીત્યા પછી પચાસેક વર્ષોમાં દીવા પાછળ અંધારૂં હોય તેમ ગુજરાત, મુસલ્માની આક્રમણો અને આધિપત્યમાં મૂકાયો; તે સમયમાં વિદ્યમાન, વિ. સં. ૧૩૮૭ માં પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિ રચનાર તથા રત્નાકરાવ-તારિકાપંજિકા, ન્યાયકંદલીપંજિકા, ચતુરશીતિપ્રબંધ ( વિનોદકથા-સંગ્રહ-આંતરકથા-સંગ્રહ ), ષડ્દર્શનસમુચ્ચય, નેમિનાથફાગ વિગેરે રચના કરનાર, વિ. સં. ૧૪૦૧ માં

મેરુતુંગસૂરિના સ્તંભનેંદ્ર-પ્રબંધને શુદ્ધ કરનાર રાજશેખરસૂરિએ વિ. સં. ૧૪૦૫માં દિલ્હીમાં રચેલ પ્રબંધકોષ-ચતુર્વિંશતિપ્રબંધ( વસ્તુપાલપ્રબંધ )માં ઉપર્યુક્ત ઘટના-પ્રસંગ સં. ગદ્યમાં સંક્ષેપમાં સૂચવ્યો છે; પરંતુ પં. જિનહર્ષ-ગણિએ વિ. સં. ૧૪૯૭ માં ચિત્રકૂટપુર(ચિત્તોડ )માં રચેલા સં. પદ્યમય હર્ષાંક કાવ્ય વસ્તુપાલ-ચરિત્રમાં વિસ્તારથી આ ઐતિહાસિક પ્રસંગ દર્શાવ્યો છે. સાથે ગોધ્રા, પાવાગઢ, વડોદરા, ડભોઈ વિગેરે આસપાસના પ્રદેશમાં તે મંત્રીશ્વરે પોતાના વિજયને સ્મરણ કરાવતાં કરાવેલાં ધાર્મિક સ્મારકો-જિનમંદિરો વિગેરેનું પણ ત્યાં સૂચન કર્યું છે. એ બંને ગ્રંથોના મુખ્ય આધાર પર આ નિબંધની સંકલના છે.

ઉપર્યુક્ત પુસ્તકોના ભાષાંતરકારોએ અને અન્ય લેખકોએ તેમાં કેટલોક ફેરફાર કર્યો છે. ફાર્બસ સાહેબની રાસમાળા[ ભા. ૨ જા ]માં વાઘેલા વિષે ભાષાંતરકર્તાના વધારામાં, શાસ્ત્રી વ્ર. કા. ના વીરધવલપ્રબંધ (બુદ્ધિપ્રકાશ પુ. ૧૩)માં, રા. રા. ગો. હા. દેશાઇના ગુજરાતના પ્રાચીન ઈતિહાસમાં, વીરશિરોમણિ વસ્તુપાલ અથવા પાટણની ચડતી પડતી ( ભાગ ૧ લો. ) જેવી નવલકથામાં અને રા. તા. પો. અડાલજાની વીરની વાતો( સચિત્ર ભા. ૩ જા )માં મદ-મર્દન નામની વાર્તામાં, વીસમી સદી જેવાં માસિકમાં અને એકાદ ચિત્રપટમાં ( સીનેમાની ફિલ્મમાં ) આ ઐતિહાસિક ઘટનાને ઉતારવા કેટલોક પ્રયત્ન થયો છે; પરંતુ વાસ્તવિક ઇતિહાસ, મૂલ ગ્રંથોમાં કેવા સ્વરૂપમાં મળે છે, તે પ્રકાશિત કરવાની આવશ્યકતા હોઇ આ પ્રયત્ન ઉપયોગી થશે; એવી આશા છે.

ઉપર્યુક્ત પં. જિનહર્ષગણિએ વસ્તુપાલચરિત્રના ત્રીજા પ્રસ્તાવમાં પ્રતિપાદન કર્યું છે કે-

"પૃથ્વીરૂપી સ્ત્રીના લલાટને શોભાવતું તિલક જેવું, રમણીય સંપત્તિયોના ધામરૂપ ગોધ્રા નામનું નગર છે.[1] કાંતાની જેમ મહેંદ્રી નદી, મૃદુ અને શીતલ તરંગરૂપી બાહુવડે, તટરૂપી પલંગ પર રહેલા જે( નગરરૂપ પતિ )ને આલિંગન કરે છે." 'રણાંગણમાં પડેલા તે તે પ્રસિદ્ધ સુભટોના[2] અંગોના સ્થાનમાં અહિં અનેક સ્વયંભૂ[3] શંભુનાં લિંગો થયાં છે.' એ વિગેરે પ્રકારના આશ્ચર્ય ઉપજાવનારા પ્રવાદોવડે જ્યાંની બિરૂદાવલી, આવનારા લોકોના ચિત્તને સ્પષ્ટ રીતે વિનોદ પમાડે છે. જે સ્થાન, ગુજરાતની ભૂમિ તરફથી માળવા તરફ જનારા લોકોને શ્રમ દૂર કરનાર હોઇ વિશ્રામ માટે થાય છે.

**ગોધ્રા**

ત્યાં ગર્વના પર્વત જેવો, મહાતેજસ્વી મંડલીક રાજા ઘૂઘુલ[4] હતો. જે, ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરી ઘોર કર્મ કરતો હતો. વિકટ આકૃતિવાળો એ રાજા વિશ્વાસઘાત, લાંચ વિગેરે ઘણાં પાપો કરવામાં તત્પર બન્યો હતો અને [5]વણિગ્જનોના સમૂહને પણ લુંટતો હતો. સત્પદ

**ઘૂઘુલ**

---

૧. પ્ર. કો. માં મહીતટ(મહીકાંઠા) દેશમાં જણાવ્યું છે.

૨. પ્ર. કો. માં ૧૦૧ રાજપૂતો સૂચવ્યા છે.

૩. હી. ર. કાપડિયાદ્વારા સંશોધિત ચતુર્વિંશતિ-પ્રબંધમાં પ્રકાશિત **સ્વયં તુ** પાઠ યુક્ત જણાતો નથી.

૪. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરાની વસ્તુપાલ-ચરિત્રની હ. લિ. પ્રતિમાં ઘણીવાર ઘૂઘિલ નામ દર્શાવ્યું છે.

૫. પ્ર. કો. માં જણાવ્યું છે કે–તે ગુજરાતની ભૂમિમાં આવવા ઇચ્છતા સાર્થોને ગ્રહણ કરતો(પકડતો) હતો.

સ્થાપન કરવામાં નિષ્ઠ એવા કવિના અંતઃકરણની વૃત્તિ જેમ શ્રેષ્ઠ અર્થ–સમૂહને ગ્રહણ કરવામાં તત્પર હોય છે, તેમ તે ( ઘૂઘુલ )ના અંતઃકરણની વૃત્તિ પણ બીજાના દ્રવ્યસમૂહને ગ્રહણ કરવામાં સદા તત્પર રહેતી. જેના સર્વ પૂર્વજો ચૌલુક્ય( સોલંકી ) રાજાની આજ્ઞાને સર્વ પ્રકારનાં સુખો આપનારી સમજી, વશંવદ બની આનંદપૂર્વક શેષા ચડાવે તેમ મસ્તક પર ધારણ કરતા હતા; પરંતુ દુઃશાસન જેવો, અન્યાયી સુભટોનો અગ્રેસર આ ( ઘૂઘુલ ), તે આજ્ઞાને પોતાના મસ્તક પર ધારણ કરતો ન હતો.

**મંત્રીઓનો સંદેશ**

રાજા( વીરધવલ )ની આજ્ઞાથી એક વખતે મંત્રીશ્વર વસ્તુપાલ અને તેજપાલે પ્રકટ વચન બોલનારા રેવંતદેવ નામના ભટ્ટને સંદેશા સાથે તેની તરફ મોકલ્યો. બોલનારાઓમાં શ્રેષ્ઠ એવા એ ભટ્ટે જલ્દી તેની રાજધાની ( ગોધ્રા )એ પહોંચી ઘૂઘુલ રાજાને આશીર્વાદ આપ્યો કે—

'જયલક્ષ્મીને ભેટનાર ઉચ્ચ ભુજાવડે જેનો પ્રચંડ મહિમા છે એવો, મૂર્તિમાન્ વીરરસ, રાજાઓનો ગુરુ(વડિલ), ગોધ્રાનો રાજા ઘૂઘુલ જયવંત હો; જે, ગુજરાતના રાજા અને માલવાના રાજા એ બંનેની વચ્ચે ( સરહદમાં ) ગુફામાં, અહંકારી શત્રુરૂપી હાથીઓને વિદારવામાં સમર્થ સિંહની જેમ ગાજે છે.[1]'

---

૧ " मूर्तो वीररसः क्षितीश्वरगुरुर्जीयाज्जयश्रीपरि-
ष्वङ्गोत्तुङ्गभुजाप्रचण्डमहिमा गोध्राधिपो घूघुलः ।
यः श्रीगौर्जरराज–मालवनृपद्वन्द्वान्तरे कन्दरे
दृप्तारिद्विपकोटिपाटनपटुः पञ्चाननो गर्जति ॥ "

રાજાએ અનુજ્ઞાત કરેલા, યથાયોગ્ય આસનને અલંકૃત કરી આ ભટ્ટે મંત્રીંદ્રનો સંદેશો નિવેદિત કર્યો કે-' રાજન્! સમસ્ત રાજાઓવડે સેવાતા, ગુજરાતના રાજેંદ્ર વીરધવલ રાજા, મસ્તકપર અભિષેક કરવાની યોગ્યતાને ધારણ કરે છે. સત્યભામા( સત્ય તેજ લક્ષ્મી )થી યુક્ત, લીલામાત્રમાં બલિ–બલવાનોને બંધન કરનાર, યશ અને દયાવડે આનંદ ઉત્પન્ન કરનાર જે શ્રીમાન્ ( વીરધવલ ) પુરુષોત્તમ છે ( શ્રીકૃષ્ણના પક્ષમાં સત્યભામા, બલિ–બંધન, યશોદા અને લક્ષ્મી સંબંધી અર્થ પ્રસિદ્ધ છે ).

જે ( વીરધવલ ), યુદ્ધમાં બાણોવડે દુશ્મનોને જલ્દી દીર્ઘનિદ્રા ( મરણ ) આપીને, જયલક્ષ્મી સાથે, વૃદ્ધિ( વ્યાજ ) સાથે જીવિત ગ્રહણ કરે છે. તેનો સચિવાધીશ, ચક્રપાણિ ( કૃષ્ણ )ને ઉદ્ધવ જેવો, સ્ફુરતા પ્રજ્ઞા–વૈભવથી ભુવનમાં અદ્ભુત એવો વસ્તુપાલ છે; તથા જગતને જીતનાર, બુદ્ધિ-બલવાન્ મંત્રી તેજપાલ, તે( વસ્તુપાલ )નો લઘુબંધુ છે. જેની પ્રેક્ષા–પ્રતિભાને પ્રાપ્ત કરવાને દેવોનો ગુરુ બૃહસ્પતિ પણ ઇચ્છે છે. હે રાજન્! આંતરિક પ્રીતિ ધારણ કરતા તે બંને મંત્રીશ્વરોએ આપના હિતમાટે મ્હારા મુખદ્વારા એવી રીતે નિવેદન કર્યું છે કે-" આપ, સર્વ રાજાઓની પંક્તિમાં ગુણોવડે મણિ જેવા વિખ્યાત હોવા છતાં ધર્મ અને નીતિનો નાશ કરનારૂં ઘોર કર્મ શા માટે કરો છો ? તો અન્યાયને જલ્દી મૂકો, ન્યાયમાર્ગના મુસાફર થાઓ; કારણ કે અત્યુગ્ર પુણ્યોનું અને અત્યુગ્ર એવાં પાપોનું ફળ આ લોકમાં જ મળે છે–એવું સ્મૃતિવચન છે.

વિશ્વને પાવન કરનારાં, વીરધવલ રાજાના શાસનને શ્રેયની અભિવૃદ્ધિ માટે શેષાની જેમ સદા મસ્તક પર ધારણ કરો; અન્યથા કૃતકૃત્યતા કરી ભીમ, ચામુંડ, સાંગણ વિગેરે રાજાઓની પંક્તિ(મરણાવસ્થા)માં પોતાને સ્થાપો."

**ઘૂઘુલનાં કોપ-વચનો.**

ભટ્ટનાં એવાં વચન સાંભળી, કોપથી તપતા અંગવાળા, ઘોર વિક્રમ ધારણ કરનારા રાજા ઘૂઘુલે પ્રત્યુત્તરરૂપે ઉચ્ચાર્યું કે—'અહો ! આ બંને દુરાત્મા વાણિયાઓનું પણ કેવા પ્રકારનું સાહસ છે ? કે, અમને ( રાજાઓને ) પણ દૂતદ્વારા આદેશનું નિવેદન કરે છે ! ખરેખર, એ બંનેને પોતાની પહેલાની અવસ્થા ભૂલાઇ ગઇ લાગે છે, જેથી રાજાની પણ આવી રીતે તિરસ્કાર-વિડંબના કરવામાં આવે છે. કહ્યું છે કે—' અવંશ( હીનવંશ )માં પડેલો રાજા, સૂર્ખનો પુત્ર છતાં થયેલ પંડિત, અને ધન પ્રાપ્ત કરનાર અધન; તે જગત્‌ને તૃણ જેવું માને છે.' તો તું મ્હારા આ કથનને તે બંને અધમ સચિવોને કહેજે કે—' શું સિંહ હરણના શાસન( હુકમ )ને માથે ચડાવે ?' પણ રાજ-મદના ઉન્માદથી વિવશ થયેલા ચિત્તવાળા એ બંને દુરાચારી નીચ જેમ તેમ બોલે. કહ્યું છે કે—' સૂર્ય-મંડલથી ઉષ્ણતા પ્રાપ્ત કરનાર વાલુકા( રેતી )નો સમૂહ, જેમ તપે છે, તેમ બીજા પાસેથી લક્ષ્મી પ્રાપ્ત કરનાર નીચ અત્યંત તપે છે.' તો અનુચિત કર્મ કરનારા એ બંનેની, નદીના તટપર રહેલા ઝાડની જેમ નિશ્ચે નજીકમાં જ પડતી થવાની. કહ્યું છે કે–'ઔચિત્યથી સ્ખલન થવું,

બુદ્ધિનો વિપર્યાસ અને મોટાઓ સાથે વિરોધ; સર્વસ્વ-વિનાશનાં એ ૩ કારણો છે.'[1] એમ કહીને તે બોલતો બંધ રહ્યો.

**મંત્રિદૂતનાં સાંત્વન-વચનો.**

પછી ભટ્ટ, ઘૂઘુલ પ્રત્યે બોલ્યો કે—'વણિક્‌ના પુત્ર હોવાના કારણથી તે બંને મંત્રીઓની અવજ્ઞા ન કરો. ખરેખર, સૂર્ય, ચંદ્ર જેવા પ્રતાપી અને પ્રભાવાળા તે બંને, સર્વ રાજાઓને સન્માર્ગ દર્શાવવા માટે જ પૃથ્વી પર ઉતર્યા છે. ગુણોના આધારરૂપ, પ્રભામય, મંત્રીઓ-રૂપી દીવાઓ જો ન હોય તો, અહંકારવડે અંધ બનેલા રાજાઓ નીતિના માર્ગે કેવી રીતે જઈ શકે ? હે રાજન્! કુમારપાળનો મંત્રી, ઉદયનનો પુત્ર શ્રીમાન્ આમ્રદેવ, વણિક્ માત્ર હોવા છતાં પણ શું વિક્રમી ન હતો ? જે સાહસિક પુરુષે 'રાજ-પિતામહ' બિરુદથી પ્રખ્યાત એવા રાજેંદ્ર મલ્લિકાર્જુનને યુદ્ધમાં જીતીને તેના મહેલનું સર્વસ્વ ગ્રહણ કર્યું હતું.'[2]

એ સાંભળી કોપથી લાલચોળ મુખવાળો થયેલ ઘૂઘુલ

---

१ " औचित्यस्खलनं बुद्धेर्विपर्यासो विरोधिता ।
महद्भिः सह सर्वस्वविनाशे कारणत्रयम् ॥ "

२ " दर्पान्धा धरणीनाथाः कथं यान्तु नयाध्वनि ? ।
यदि न स्युर्गुणाधारा मन्त्रिदीपाः प्रभामयाः ॥
आम्रदेवो न किं राजन् ! श्रीमानुदयनात्मजः ।
मन्त्री कुमारपालस्य वणिग्मात्रोऽपि विक्रमी ? ॥
मल्लिकार्जुनराजेन्द्रं राजराजिपितामहम् ।
निर्जित्य [illegible] वेश्मसर्वस्वमग्रहीत् ॥ "

**ઘૂઘુલનું અભિમાન.**

બોલ્યો કે—'મ્હારો જયવાળો આ ભુજ, વાણિયાઓ સાથે યુદ્ધ કરતાં લાજે છે. રણસંગ્રામમાં મ્હારા બાહુ-દંડની ખુજલીના રસને કોણ પૂરશે ? એ તું મને કહે; અથવા ખાંડેખાંડાની યુદ્ધકળામાં રહેલી મ્હારી કુશલતાને કોણ મેળવી શકશે ? પ્રૌઢ નરેંદ્રો સાથે રુદ્ર રણસંગ્રામ ખેલવામાં અસાધારણ રસવાળા આ મ્હારા બાહુઓ વાણિયાના પુત્રો પર વિજય મેળવવાના ઉત્સાહમાં લાજે છે; તો પણ તું જલ્દી જઈને તે બંને હુરાશયોને મોકલ, સર્વના ભુજ–માહાત્મ્યને યુદ્ધ જ કહેશે.' એ પ્રમાણે કહીને તે( ભટ્ટ )ને સોનાના દાનથી સંતોષ પમાડીને ઘૂઘુલે મોકલ્યો. તેણે જઈને સઘળું પોતાના સ્વામી મંત્રીઓને કહ્યું.

**ઘૂઘુલનો દૂત.**

ત્યાર પછી ગોધ્રાના હઠીલા રાજાએ ( ઘૂઘુલે ) તેની પાછળ જ શૂરદેવ નામના ભટ્ટને વીર-ધવલ પાસે મોકલ્યો. તેણે પણ આવીને, જેનું શાસન રાજાઓવડે લલાટો પર ચડાવાતું હતું, જેનાં બંને પડખાં બે મંત્રિરાજો( વસ્તુપાલ અને તેજપાલ )વડે શોભતાં હતાં, જેનું મોટું ઓજસ્ ( તેજ ) જણાતું હતું, એવા ચંદ્ર-વંશના મુક્તામણિ જેવા રાજા( વીરધવલ )ને જોઇ, વિસ્મય અને આનંદયુક્ત થઇને આ પ્રમાણે આશીર્વાદ આપ્યો કે—

"સકળ કળાઓના કોશ( ખજાના )ને ઉલ્લસિત કરતી જૈતલ્લદેવીવડે યુક્ત, રાજ્યને નિષ્કંટક પૃથ્વીવાળું બનાવતા વસ્તુપાલ સાથે શ્રીકરણમાં પ્રૌઢ અનુભવી પ્રતિભાવાળા

તેજપાળવડે અનુસરાતા હે ચૌલુક્યદેવ! (વીરધવલ!) જ્યાં સુધી આ સૂર્ય તપે છે, ત્યાં સુધી આપ ભૂમંડલને ધારણ કરો.[1] હે વીરધવલ રાજન્! આપે કલિયુગમાં, કૃતિ-સમૂહ( સજ્જનો )માં દાન-લીલાઓવડે સૂર્ય-પુત્ર( કર્ણ )નો સાક્ષાત્કાર કરાવ્યો છે. "

**ઘૂઘુલે મોકલેલી તિરસ્કારવાળી ભેટ.**

ત્યાર પછી તે દૂત બોલ્યો કે—' પોતાને પુરુષાર્થીઓ( પરાક્રમી પુરુષો )માં અગ્રેસર માનતા, અને અન્ય સમસ્ત રાજ-મંડલને અંતઃપુરના સ્થાનમાં કરતા, (સ્ત્રી જેવા ગણતા) ગોધ્રાની ભૂમિના ચક્રવર્તીએ-ઘૂઘુલે આપને કાજળની ડબ્બી અને [2]કાંચળી સાથે સાડી ભેટ કરી છે. '

**વીરધવલની વિશિષ્ટતા**

સભ્ય-મંડલીએ તે ભેટણાંને દૃષ્ટિગોચર કરીને ક્રોધ ધારણ કરતાં તે(ઘૂઘુલ)નો વિકલ-ભાવ( ગાંડપણ ) માન્યો. તે સમયે ચૌલુક્યો( સોલંકીઓ )માં ચંદ્ર જેવા વીરધવલે સહજ હાસ્ય સાથે સકળ સભાને અમૃત સિંચતી એવી વાણી ઉચ્ચારી કે-" આપના રાજાએ પોતાના વંશને ઉચિત એવો આચાર સાક્ષાત્

---

૧ " शुक्तो जैतल्लदेव्या सकलमपि कलाकोशमुल्लासयन्त्या
राज्यं निष्कण्टकोर्वीभरमुपनयता वस्तुपालेन साकम् ।
तेजःपालेन च श्रीकरणपरिणतप्रातिभेनानुयातो
धत्तां चौलुक्यदेव ! क्षितिवलयमयं यावदम्भोजिनीशः ॥ "

રીતે સૂચવતાં આ ભેટણું યુક્ત જ કર્યું છે.” તે ભેટણાને રાજાની આજ્ઞાથી મંત્રીએ ખજાનામાં મૂકાવીને તે શ્રેષ્ઠ ભટ્ટને દાન અને માનવડે આનંદ પમાડી વિસર્જિત કર્યો. રાજાનું મિતભાષિપણું, અને સભાની નીતિભરી સ્થિતિ, એ જાણીને અંતઃકરણમાં ચમત્કાર પામેલા તે ભટ્ટે પણ જઈને પોતાના રાજા( ઘૂઘુલ )ને તે કહ્યું.

**ગોધ્રાના રાજા સાથે યુદ્ધ કરવા બીડું ઝડપનાર કોણ ?**

ત્યાર પછી **ચૌલુક્ય** ભૂપાલ( વાઘેલા **વીર**ધવલ ), ભૂમિના ઉત્કટ પાપસમૂહ જેવા **ઘૂઘુલ**ને ઉચ્છેદ કરવા માટે સહજ ચિંતાતુર મનવાળા થયા છતા, ચંદ્ર જેમ ઉદયાચલને શોભાવે તેમ સિંહાસનને અલંકૃત કરી રહ્યા હતા. બે બાજૂ બિરાજેલા બૃહસ્પતિ અને શુક્ર જેવા બંને મંત્રીઓ ( વસ્તુપાલ અને **તે**જપાલ )વડે તે શોભતા હતા. સદાચારી, વિખ્યાત-વિક્રમી તારાઓ જેવા દીપતા સેંકડો રાજપુત્રો( રાજપૂતો )વડે ચોતરફથી આશ્રિત થયેલા હતા. સ્પૃહાવાળા ચકોર જેવા, વિવિધ દેશોમાંથી આવેલા ઉચ્ચ પ્રકારના કવિ-કુંજરોવડે જે( **વીર**ધવલ )નો ગુણ-સમૂહ ગવાઇ રહ્યો હતો. પૂર્વે થઈ ગયેલા ભુજ-બલશાલી વિક્રમ, **મુંજ**, **ભોજ** વિગેરે રાજાઓનાં દાનો અને તેમના અદ્ભુત પ્રબંધો જેને શ્રેષ્ઠ પંડિતોવડે સંભળાવાઈ રહ્યા હતા. તેઓ સર્વ જોઈ રહ્યા હતા, તેવામાં આ( મહારાણા **વીર**ધવલ ) સ્વયં બોલ્યા કે-‘ **ગોધ્રા**ના અધિપતિ સાથે યુદ્ધ કરવા માટે બીડું કોણ ગ્રહણ કરશે ? ’ ઘણો વખત થવા છતાં પણ જ્યારે કોઇપણ ભૂપાલે ( સામંતે કે રાજપૂતે ) તે બીડું

ગ્રહણ કર્યું નહિ, એથી ઉત્પન્ન થયેલી અધિક લજ્જાવડે મહારાણા વીરધવલે મુખ-કમલ નીચું કર્યું ( નીચે જોયું ).

**વીર તેજપાલ**

તે વખતે, દુશ્મનોને કંપાવનારા, બાહુબલવાન્ તેજપાલે પોતાના જ્યેષ્ઠ સહોદર( વસ્તુપાલ )ની અનુમતિથી તે બીડું ગ્રહણ કર્યું. એથી અધિક પ્રસન્ન થયેલા વીરધવલે તેને પંચાંગ પ્રસાદ ( પાંચે અંગનાં આભૂષણો ) આપીને પોતાની સભામાં તેની પ્રશંસા કરી ઉચ્ચાર્યું કે–' વિપત્તિમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર આવા વીરપુત્રોની માતા તે જ ખરી રીતે પુત્રવતી છે. '

**યુદ્ધની તૈયારી મંગલાચરણ**

ત્યાર પછી રાજ્યનાં કાર્યોનો વિચાર કરી, સૂર્ય–સમાન પ્રભાવાળો ( પ્રતાપી ) મંત્રી ( વસ્તુપાલ ), પોતાના લઘુબંધુ ( તેજપાલ ) સાથે પોતાના આવાસે આવ્યો. પ્રયાણની સામગ્રી માટે પોતાના ક્ષત્રિયોને નિયુક્ત કરીને, શરીર–શુદ્ધિમાટે કલ્યાણવિધિપૂર્વક સ્નાન કરીને, પોતાના યશ જેવાં, ધોયેલાં( ઉજ્જ્વલ ) વસ્ત્રો પહેરીને, રત્નમય આભૂષણોથી વિભૂષિત થયેલા તે બંને ઉત્તમ મંત્રીઓએ સંવર–સંયુક્ત થઇ ઉલ્લસતી ભક્તિથી ઘર–મંદિરમાં જિનેશ્વરની અષ્ટપ્રકારી નિર્દોષ પૂજા કરી.

ત્યાર પછી હર્ષિત અંતઃકરણવાળા, પ્રક[illegible]ડે દેદીપ્યમાન લાગતા ઇંદ્ર અને ઉપેંદ્ર [illegible] ચારીઓમાં ધુરંધર એવા તે બં[illegible]ત્રીશ્વરોએ સં[illegible]પૂતો સાથે પગે ચાલતાં, ન[illegible] અલંકારરૂપ [illegible] તે શક્રપૂજ્ય એવાં જિ[illegible]ની વિ[illegible]

કરી. જગન્નાથની સ્તુતિ કરી, યથેષ્ટ દાનોવડે યાચકોને આનંદ પમાડ્યો. ત્યાર પછી ધર્મશાલાએ આવી ગુરુજીને નમસ્કાર કરી, જિન-પૂજા વિગેરેમાં પ્રેરણા કરનારી, શુભ શકુનાદિ ફળ સૂચવતી તેમની ધર્મદેશના સાંભળી. દેવ-પૂજાના નિશ્ચલ નિશ્ચયવાળા ઉચિત નિયમો ગ્રહણ કરી, તે બંને પોતાને ઘરે આવ્યા. શ્રીમાન્ મંત્રીએ સુપાત્રોને દાન આપી, યાચકોને પ્રસન્ન કરી, વિવિધ દેશોમાંથી આવેલા સાધર્મિકો અને પોતાના પરિવાર સાથે ષડ્રસ-સંસ્કારવાળું સુખ કરનારૂં ભોજન કર્યું.

**પ્રસ્થાન**

ત્યારપછી **ચૌલુક્ય** ભૂપાલ( મહારાણા વીરધવલ )ના આદેશથી દેશના અધિપતિઓ( સામંત રાજાઓ ) સાથે તથા ઘોડા, હાથી અને સુભટોની સેનાઓથી પરવરેલો, અસાધારણ પ્રચંડ સૈન્યના ચાલવાથી ઉડતી ધૂળવડે નિરાલંબ માર્ગ( આકાશ )માં બીજી પૃથ્વી રચતો હોય તેમ, અતિ પ્રૌઢ હાથી પર આરૂઢ થયેલ, ચાલતા ચામરોવડે અને પોતાના કીર્તિ-મંડલ જેવા શ્વેત છત્રવડે શોભતો, યમ-રાજના જેવો દુસ્સહ, શત્રુઓને કંપાવનાર મહામાત્ય **તેજ-પાલ**, ગોધ્રાના રાજાને જીતવાની ઇચ્છાએ ચાલ્યો.

**સેના-વ્યૂહ**

'નિર્વેદ ન પામવો-કંટાળવું નહિ-એ લક્ષ્મીનું મૂલ છે.' એ સુભાષિતને સંભારતા સુબુદ્ધિમાન્ મંત્રીએ મોટાં પ્રયાણોદ્વારા જલ્દીથી અનુક્રમે **માહેંદ્રી** નદી ઉતર્યા પછી, રામચંદ્રજીએ સાગર તર્યા પછી અપૂર્વ વાનરાધીશોને યથા-

ચોગ્ય પરિતુષ્ટ ક્યાં હતા તેમ, પોતાના સૈન્યને દીનતારહિત સજ્જ કરીને તેમાંથી કેટલુંક સૈન્ય, પોતાના સ્વામી( રાજા )ના શત્રુરાજાના નગર( ગોધ્રા )ની સીમમાં ગાયો હરવા વિગેરે માટે ત્વરાપૂર્વક મોકલ્યું અને પોતે પાછળના ભાગની રક્ષા કરવામાં વિચક્ષણ બની પાછળ સ્થિર રહ્યો.

આગળ ગયેલા ઉત્સાહી તે સૈન્યે સમસ્ત ભૂતલને કંપાવતાં ગોધ્રાના સીમને વેગપૂર્વક દબાવ્યું.

**યુક્તિ–પ્રયુક્તિથી ઘૂઘુલને રણ- મેદાનમાં લાવવો.**

આક્રંદ આપનારાં, પ્રાણ હરનારાં બાણો-વડે, રાજાઓ(ક્ષત્રિયો)ની જેમ યુદ્ધ કરતા ગોવાળોને સર્વ અંગોમાં જર્જરિત કરીને ગોકુળને વાળ્યું. ગોવાળોએ તત્કાળ નગરમાં આવીને ઈંદ્ર સરખા તેજસ્વી ભૂમિપાલ ( ઘૂઘુલ-) આગળ આક્રોશ કરતાં પોકાર કર્યો કે–" આપના જોતજોતામાં પણ કોઈ પાપીઓવડે ક્ષત્રિયના આચારને તજીને, હોડીઓ સમુદ્રમાં લઇ જવાય તેમ ગાયો હરાય છે–લઇ જવાય છે. તેથી ક્ષત્રિયના ધર્મને આગળ કરી દોડો દોડો; કેમકે–ગાયોનું રક્ષણ કરવું–એ જ ક્ષત્રિયોનું પરમ પુણ્ય છે. " એ સાંભળીને ક્રોધવડે વિકરાળ મુખવાળો, પરાક્રમીઓમાં પ્રખ્યાત થયેલો, મેઘની જેમ ઘણું ગાજતો ઘૂઘુલ ક્ષણવાર વિચારવા લાગ્યો કે–" અહો ! મ્હારા જેવો રાજા જીવતો હોવા છતાં, પાદરમાં આવીને વૈરીઓ દ્વારા ગાયોનું હરણ એ અશ્રુતપૂર્વ( પૂર્વે કદિ ન સાં[illegible] ) શું સંભળાય છે ? તે વસુમતી[illegible] ( પૃથ્વી [illegible] ), ક્ષત્રિયોમાં અધમ ગણાય કે [illegible]વતાં ગ[illegible]
કહ્યું છે કે–' વૃત્તિ( [illegible]કા ) [illegible]

લજ્જા અને દાક્ષિણ્ય ધારણ કરનારા, શુદ્ધવંશમાં ઉત્પન્ન થયેલા, ભુજપરાક્રમવડે શોભતા [1]રાજાઓ( સામંતો )ને ઉદ્દેશી બોલ્યો કે—“ વૃત્રાસુર જેવા ક્રૂર અને સાહસ-સંપદાના પૂર જેવા આ ઘૂઘુલે દેવસેના જેવી આપણી સેનાને નસાડી મૂકી, તો આ સ્થાનમાંથી નાસતાં આપણી શી ગતિ થાય ? સજ્જનો દુશ્મનોને પીઠ દેતા નથી અને પરનારી-ઓને વક્ષ:સ્થલ દેતા નથી. આ રણ-સીમમાં અત્યારે કોઈ પણ શરણ નથી. તેથી અહિં મરવું અથવા જયલક્ષ્મીને વરવું એ જ યુક્ત છે. પૃથ્વીમાં બંને શુદ્ધ પક્ષવાળા તે જ ક્ષત્રિયો પ્રશંસા કરવા યોગ્ય ગણાય છે, જે ધારા-( તરવારની ધારરૂપ ) તીર્થમાં અભિષિક્ત થયા છતા યશરૂપી ચંદનવડે ચર્ચિત થાય છે. પોતાના રાજાના ઋણથી રહિત થઈને વિશ્વમાં અતિશય સૌભાગ્યવાળા તેઓ દેવપણું પ્રાપ્ત કરીને દેવાંગનાઓથી પરવર્યા છતા હર્ષ પામે છે; અથવા રણ-રંગમાં દુર્દમ દ્વેષીઓના દેહના લોહીરૂપી કુંકુમોવડે ભૂષિત અંગવાળા થઈ વિજયલક્ષ્મીને સેવે છે. કહ્યું છે કે—

‘ યુદ્ધમાંથી પાછા ન ફરનારા, સ્વામિના કાર્યમાં મર-નારા સેવકોનો સ્વર્ગમાં અક્ષય વાસ અને ધરણીતલ પર કીર્તિ થાય છે.’ સ્વામી માટે પ્રાણોનો પરિત્યાગ કરનારા ઉત્તમ સેવકો તે ગતિને પ્રાપ્ત કરે છે; કે જે ગતિને યજ્વા ( યજ્ઞ કરનાર ) કે યોગીઓ પ્રાપ્ત કરી શકતા નથી. તેથી આપણે અત્યારે આદરવાળા થઈને તેવા પ્રકારનું ઉચિત કરીએ, કે જે કર્તવ્યદ્વારા જગત્‌માં જય મેળવનાર, અતિશય જ્યેષ્ઠ ગૂર્જરેંદ્ર લાજે નહિ.”

---

[1] પ્રબંધકોષમાં ૭ રાજપૂતો સૂચવ્યા છે.

'પુરુષોને ધર્મથી જ જય પ્રાપ્ત થાય છે, અને ધર્મ, દેવ–ગુરુના સ્મરણથી થાય છે ' એમ સ્વયં ચિત્તમાં વિચાર કરીને સચિવેશ્વરે( તેજપાલે ) તે વખતે, દુશ્મનોના સમૂહ પર જયલક્ષ્મીને વશીકરણ કરવામાં કામણ જેવાં, ગુરુએ કથન કરેલાં, ભક્તામર મહાસ્તોત્રનાં બે વૃત્તોનું, ઘોડા પર રહ્યા છતાં જ મનમાં ક્ષણવાર સ્મરણ કર્યું; કેમકે, પૂજ્યોની સ્તુતિ અને પૂજ્યોનું સંસ્મરણ, એ મનુષ્યને આપત્તિના સમયમાં આલંબનરૂપ થાય છે. ત્યાર પછી ધ્યાનના માહાત્મ્યથી આકર્ષાયેલા, તેજના પુંજવડે સૂર્યમંડલના તેજને ઝાંખું પાડનારા, સંતુષ્ટ મનવાળા, મહાયક્ષ કપર્દી અને દેવોની સ્વામિની અંબિકા, તે બંનેને તે વખતે પોતાના બંને ખભા પર રહેલાં પ્રત્યક્ષરૂપે જોવાથી એ મંત્રી પોતાના વિજયનો નિશ્ચય કરીને, પ્રમોદ પામ્યો.

**તેજપાળ અને વીર ઘૂઘુલ.**

યુદ્ધમાં જેમનો ઉત્સાહ વધાર્યો હતો, તે રાજપૂતો સાથે, સુભટોના અગ્રણી તેજપાલે રોષવાળા થઇને જાતે જ ઘૂઘુલ રાજા સાથે ભયંકર સંગ્રામ કર્યો. શત્રુના સૈન્યરૂપી મહાસાગરમાં પસરતાં મંત્રીશ્વરે વડવાનલની જેમ દ્વેષિ–મંડલને સારી રીતે સૂકવી નાખ્યું. મહોદ્યમી આ મંત્રી, પ્રચંડ તેજવડે દીપતા, વીર–શિરોમણિ એવા ગોધ્રાના રાજાને પ્રાપ્ત કરી હર્ષિત થયા. પૃથ્વીને આધાર આપવામાં સમર્થ અને વજ્રથી પણ ભેદી ન શકાય એવી રાજાની આકૃતિને જોતાં વિસ્મિત થયેલા આ ( તેજપાલ ) વિચારવા લાગ્યા કે—' [illegible] ! ગો[illegible]જાની કાંતિ, રૂપ, ભુજ–સૌષ્ઠવ અને [illegible]ાલિતા કેટલી બધી આશ્ચર્યકારક જોવામાં [illegible] !! '

દૂર કરનારા, સૂર્ય જેવા **તેજપાલ**ને જોઈ સૂર્યકાંત જેવો શ્રીમાન્ **ઘૂઘુલ** અધિક દીપવા લાગ્યો. ત્યાર પછી ઉત્સાહી મુખ-દીપ્તિવાળા **તેજપાલ**, મેઘની જેમ પ્રચંડ ગર્જના કરતાં મંડલેશ્વર( **ઘૂઘુલ** ) પ્રત્યે બોલ્યા કે—' દુરાચારવાળા નરોના આધાર!, ધરાને ભાર કરનારી સ્થિતિવાળા અનાત્મજ્ઞ! પોતાને ન સમજનાર હે રાજન્! **ચૌલુક્યકુલ**માં સૂર્ય જેવા, ગુજરાતના રાજા( **વીરધવલ** )ને તેં જે હાથે અંજનગૃહ (મેશની ડબ્બી) વિગેરે ભેટણું કર્યું, તે પોતાનો હાથ તું મને જલ્દી દર્શાવ.'

કાનને આમળનારા તે વચનને સાંભળીને સળગતા અગ્નિની જેમ રુષ્ટ થયેલો **ઘૂઘુલ** પણ બોલ્યો કે—' શિષ્ટજનો પ્રત્યે દ્વેષ કરનાર ! કૂટ-બુદ્ધિ-બલવડે ઉત્કટ ! સદા લાંચરૂપી માંસ ગ્રહણ કરવાવડે કલંકિત થયેલા રે રે ! પાપી ! પોતાની પૂર્વ અવસ્થાને શું ભૂલી જાય છે? એવી રીતે રાજાઓની અવજ્ઞા કરતાં નિશ્ચે તું જીવતો રહી શકીશ નહિ. સ્ફુરાયમાન વૈરીઓ પાસેથી મેળવેલી જયલક્ષ્મીને ક્રીડા કરવાના મંદિર જેવો આ તે જ હાથ છે, પરંતુ તારા જેવા વાણિયારૂપી કીડાનો વધ કરવામાં ખરેખર લાજે છે. સિંહને હરણ સાથે અથવા ગરુડને કાગડા સાથે; તેમ તારી સાથે મારી રણક્રીડા કીર્તિ માટે કે જયલક્ષ્મી માટે ન થઇ શકે.'

**તેજપાલનો વિજય.**

ત્યાર પછી કોપવડે વિકરાળ બનેલા તે બંનેનું યુદ્ધ, કિરાત અને અર્જુનની જેમ દેવો અને દાનવોદ્વારા પણ દુ:ખે જોઇ શકાય તેવું થયું. તે વખતે પ્રકટ પરાક્રમવાળા બીજા વીરોએ પણ સ્વામીના કાર્યમાં ઉત્સુક થઈ એક બીજાને બોલાવી યોગ પ્રમાણે યુદ્ધ કર્યું. ત્યાર પછી મંત્રિરાજે દિવ્યબલના ઉલ્લાસથી લીલાપૂર્વક ક્ષણવારમાં

જ વિશ્વમાં કંટક જેવા તે( ઘૂઘુલ )ને ઘોડા પરથી નીચે પાડી નાખ્યો અને તેવા પ્રકારના વીરરસના આવેગવાળા રસવડે ભરપૂર મનવાળો મહાભુજ( પરાક્રમી ) મંત્રી તે જ ક્ષણે તેના ઉપર પડ્યો. ત્યાર પછી સચિવાગ્રણીએ(તેજપાલે) પાપોથી ભરપૂર એવા તે ( ઘૂઘુલ )ને ભુજા દબાવવાપૂર્વક જલ્દીથી ક્રૌંચબંધ–પૂર્વક બાંધ્યો. સઘળા સુભટો ભયભ્રાંત થઇને જોતા રહ્યા, તેવામાં તો તે( ઘૂઘુલ )ને જીવતો જ સિંહની જેમ લાકડાના પાંજરામાં પૂર્યો. ત્યાર પછી બ્રહ્માંડના મધ્યભાગને પૂરનારા, નિશાન( વાદ્યો )ના ભયંકર શબ્દોવડે દિગ્ગજોને પણ ત્રાસ પમાડતા અને દુરાચારી રાજાઓને ભય પમાડતા સચિવેશ્વર( તેજપાલ ) જયલક્ષ્મીને હાથ કરી( વરી ) જલ્દી છાવણીના સ્થાને પહોંચ્યા અને તેણે જિનેંદ્રને શુભ આઠ પ્રકારવડે પૂજીને યુદ્ધથી ઉત્પન્ન થયેલા પોતાનાં કર્મરૂપી રજઃપુંજનું પ્રમાર્જન કર્યું.

**ગોધ્રાનો ગઢ.**

ત્યાર પછી બલવડે ઉત્કટ એવા અગ્રેસર ભટોવડે ચોતરફથી રક્ષા કરાતા, કર્મની ગાંઠની જેમ ભેદી ન શકાય એવા અને અત્યંત દુર્ગમ એવા ગોધ્રાના દુર્ગ( ગઢ–કિલ્લા )ને પ્રચંડ બાહુ–દંડવાળા મંડલેશ્વરોથી પરવરેલા મંત્રીએ અપૂર્વકરણમાં રક્ત થઇ ખંડ ખંડ ખંડિત કરી નાખ્યો.

**ગોધ્રામાંથી ગ્રહણ કરેલ રાજ-વૈભવ.**

સમસ્ત પ્રાણિ–સમૂહને પ્રસન્ન કરનાર સુબુદ્ધિમાન્ મંત્રીશ્વરે, લોકોવડે હર્ષના ઉત્કર્ષથી જય જય શબ્દ ઉચ્ચરાતાં, સંપત્તિયોના નિવાસ જેવા રાજાના આવાસમાં પ્રવેશ કરીને આશ્વાસન આપવાથી ત્યાંની સર્વ પ્રકૃ-

તિયો( રાજતંત્ર-સંચાલક મુખ્ય અધિકારીઓ અને પ્રજા જનો )ને તથા મહાજનને વિશેષતાથી પ્રસન્ન કરતાં ગોધ્રાના રાજ-મહાલયમાંથી વિગ્રહરૂપી વૃક્ષના ફળરૂપે આ પ્રમાણે ગ્રહણ કર્યું.—

| | |
|---|---|
| ૧૮૦૦૦૦૦૦ અઢાર ક્રોડ સુવર્ણ ( સોનૈયા ) | સોનાના પર્વત જેવું ઉંચું સોનાનું સિંહાસન* |
| ૧ મૂડો મોતી | પૂતળીઓની લીલાવડે અદ્ભુત, રત્નમય આરીસા અને ચળકતા ચંદ્રકાંતરત્નવડે સુંદર જગત્પ્રિય મોટી હિંડોલાખાટ* |
| ૪૦૦૦ ઘોડાઓ | સૂર્યકાંતરત્નમય થાળી* |
| ઘણાં દિવ્ય શસ્ત્રો | માણેકોવડે બનાવેલી સ્થગી ( પાનબીડાં વિ. માટે રખાતી થેલી )* |
| ઘણી દિવ્ય વસ્તુ* | |
| *૧૦૦૦ બખ્તરો | |

**અન્ય રાજાની સ્થાપના.**

મંત્રીશ્વર તેજપાલે તે ઘૂઘુલ રાજાના સ્થાનમાં નીતિના સાગર તથા સિંહ જેવા પરાક્રમી સિંહસેન[1] નામના ભાણેજને સ્થાપન કર્યો. ત્યારપછી આસપાસના પાપી આશય( અંતઃકરણ )વાળા પલ્લીપતિ( રાજાઓ )ને વીરધવલ રાજાના મહેલના આંગણાના કુટુંબીઓ બનાવ્યા હતા.

---

* આ નિશાનીવાળી વસ્તુઓનો નિર્દેશ પ્રબંધકોષમાં નથી. વસ્તુને બદલે વસ્ત્ર પાઠ આપ્યો છે.

૧ પ્રબંધકોષમાં, નામ વિના પોતાના સેવકને સ્થાપ્યો જણાવેલ છે.

ત્યાં( ગોધ્રામાં ) તેણે પોતાના જયસ્તંભ જેવો, પર્વત જેવો ઉંચો, ૨૪ તીર્થંકરોના મંદિરો-

જય-સ્મારક જિનમંદિર.

વડે ચોતરફથી શોભતો, અજિતનાથ પ્રભુના પ્રૌઢ બિંબવડે પ્રકટ પ્રભાવાળો, ગજરચના તથા અશ્વરચનાથી અંકિત પ્રાસાદ કરાવ્યો હતો.[1] ન્યાયની અભિવૃદ્ધિ માટે કેટલાક દિવસો સુધી ત્યાં રહીને ત્યાં નિવાસ કરતા પ્રજાજનોને યથોચિત સંતુષ્ટ કર્યા હતા.

નીતિના સાગર તે મંત્રી, સેનાની( કાર્તિકેય )ની જેમ સેના સાથે ચાલતા, માર્ગમાં દાન-

વડોદરામાં સ્મારક.

લીલાઓવડે ચારે વર્ણોને આનંદિત કરતા અનુક્રમે વટપદ્રપુર (વડોદરા ) આવ્યા, ત્યારે ત્યાંના રાજા જેવા નાગરિકોએ મોટો મહોત્સવ કર્યો હતો. ત્યાંના રાજાએ નમન કરવા પૂર્વક વિવિધ પ્રકારનાં રત્નો, મણિ, સ્વર્ણ, જાતિવંત ઘોડાઓ વિગેરે વસ્તુઓવડે તેને ભેટણું કર્યું હતું. રાજાની ભક્તિથી રંજિત થયેલા મંત્રિરાજે પણ તેને સ્નેહપૂર્વક દર્શનથી-પ્રસાદવડે આનંદિત કર્યો હતો. ત્યાં( વડોદરામાં ) રાજાના આગ્રહથી કેટલાક દિવસો સુધી રહેતાં યુધિષ્ઠિર જેવા ધર્મનિષ્ઠ સત્પુરુષે ( તેજપાલે ), સંપ્રતિ રાજાએ પહેલાં કરાવેલા, મંદરાચલ જેવા, જીર્ણ થતા, શ્રીપાર્શ્વજિનેંદ્રના મંદિરનો ધરાના આધારરૂપ ધર્મ માટે ઉદ્ધાર કરાવ્યો હતો.

---

૧ ગોધ્રાના તળાવની પાળ પરની એક દેહરીમાં શ્રીપાર્શ્વનાથની કાઉસગ્ગ ધ્યાનમાં રહેલી ઊભી મૂર્તિ, હાલમાં દેવીના વેષમાં રૂપાઈ માતાના નામે પૂજાતી જણાય છે, તે કદાચ આ જૈનમંદિરમાંની હશે.

તે( વડોદરા )ની પાસેના [1]ઉત્કોટ( અકોટા ) નામના પુરમાં તે મંત્રીએ ધર્મની અભિવૃદ્ધિ માટે આદીશ્વર જિનનું પવિત્ર ધામ કરાવ્યું હતું.

એ જ મંત્રીએ [2]વનસર નામના ગામમાં જિનનું મનોહર ચૈત્ય કરાવીને ત્યાંના નિવાસીઓનું અતુલ્ય વાત્સલ્ય કર્યું હતું.

જિનેંદ્ર-શાસનના આધારભૂત સદાચારી મુનીશ્વરોનું પૂજન કરીને સચિવે પોતાના જન્મને સફળ કર્યો. જૈન પ્રજાને સન્માન પૂર્વક ધન-દાનવડે સંતોષ પમાડીને તેણે ગુણશાલી લોકોનું ભક્તિપૂર્વક વાત્સલ્ય કર્યું હતું. ધર્મકૃત્યોમાં શિથિલ થતા લોકોને દૃઢ કરીને મંત્રીશ્વરે પોતાનો સમીપમાં શિવોદય જણાવ્યો હતો. કહ્યું છે કે—' કષાયોની શિથિલતા, ઉદારચિત્તતા, કૃતજ્ઞતા, સર્વ જનો પર અનુગ્રહ, અંગીકાર કરેલા કાર્યમાં દૃઢતા, પૂજ્યોનું પૂજન અને ગુણો પ્રત્યે આદર એ ભાવિ-જિનત્વનું લક્ષણ છે.'

**ડભોઇમાં સ્મારકો.**

ત્યારપછી મંડલાધીશોથી મંડિત થયેલ મંત્રી **તેજપાલ** ઋદ્ધિયોવડે વિદર્ભા જેવી **દર્ભાવતી** ( ડભોઈ ) નગરીએ પહોંચ્યા. ત્યાંના નિવાસી લોકોને બીજાં પ્રયોજનો ભૂલી પલ્લીપતિ રાજાના ભયની શંકારૂપી શંકુની વ્યથાથી આકુલ જોઈને બુદ્ધિમાન્ મંત્રી **તેજપાલે** નગરીની આસપાસ, **મૂલરાજ** વિગેરે રાજાઓની મૂર્તિયો-

---

૧, ૨. હી. હં. દ્વારા વિ. સં. ૧૯૬૮માં પ્ર. વસ્તુપાલચરિત્રમાં અનુક્રમે वत्काट અને असोवन પાઠ છપાયેલ છે, તે અશુદ્ધ જણાય છે.

વડે સ્ફુરતા ઉદયવાળો, આકાશને સ્પર્શ કરતો (ઉચ્ચ), વિવિધ રચનાવાળો, સજ્જનોને શરણરૂપ (રક્ષક થાય તેવો), નિરાધાર માર્ગે (આકાશમાં) જનારા દેવોને વિશ્રામ માટે હોય તેવો કિલ્લો કરાવીને સૂર્ય જેમ અંધકાર-સમૂહને દૂર કરે તેમ તેમની સઘળી ભીતિને દૂર કરી; કેમકે તેવા ઉત્તમ પુરુષોનો જન્મ પ્રાણીઓના સુખ માટે હોય છે.

તે મંત્રીએ ત્યાં ત્રણે જગતનાં નેત્રોને અમૃતાંજન જેવું, ચોતરફ રહેલાં ૧૭૦ જિનેંદ્રોનાં મંદિરોવડે યુક્ત, ફરકતી ધ્વજાઓથી શોભતું, સોનાના કલશોવડે અંકિત થયેલ, તોરણ-સહિત, પૂર્વજોની મૂર્તિયોથી યુક્ત, કૈલાસ પર્વત જેવું પાર્શ્વ જિનેશ્વરનું ચૈત્ય રચાવ્યું હતું. જે મંદિરના બલાનકમાં, હાથી પર આરૂઢ થયેલી, રૂપાનાં ફૂલોની માળા હાથમાં લઇને રહેલી, સચિવેશની માતા કુમારદેવી, યુગાદીશ પ્રભુની માતા જેવી વિરાજે છે.

મંત્રી તેજપાલે ત્યાં ચૌલુક્ય રાજા (વીરધવલ)ના હૃદયને આનંદિત કરવાની ઇચ્છાથી બીજાં પણ પ્રશસ્ત કીર્તિ-સ્થાનો કરાવ્યાં હતાં. કહ્યું છે કે—

"તે સુકૃતીએ દર્ભાવતીપુરી(ડભોઇ)માં વૈદ્યનાથના આવસથમંડપ પર સોનાના ૨૧ કલશો સ્થાપ્યા હતા. વૈદ્યનાથ મહાદેવના ગર્ભગૃહની આગળ, પોતાના રાજા (વીરધવલ)ની મૂર્તિ, તેની પ્રિયતમા(જયતલ્લદેવી)ની મૂર્તિ, પોતાના લઘુબંધુની અને જ્યેષ્ઠબંધુની મૂર્તિ તથા પોતાની મૂર્તિ સાથે જૈનચૈત્ય કરાવ્યું હતું. ત્યાં નવ ખંડવાળી ધરાનો ઉદ્યોત કરવામાં સૂર્ય જેવા સોનાના પવિત્ર નવ કલશો કરાવ્યા હતા.

ત્યાં કિલ્લાના પશ્ચિમ અને ઉત્તર દ્વાર પર પોતાનાં કીર્તિ-મંગલનો પાઠ કરનારી બે પ્રશસ્તિયો સ્થાપન કરી હતી.

તેણે સ્વાદુ પાણીથી શોભતી સ્વયંવર મહાવાપી કરાવીને પૃથ્વીને નવીન અમૃતના આસ્વાદવાળી કરી હતી.

વૈદ્યનાથ મંદિરના ઉત્તરદ્વાર આગળ ( સફેદ ) પાષાણોવડે ઉંચું તોરણ રચાવ્યું હતું.

અહિં રાજગૃહની સામે આ મંત્રીના બંધુએ (વસ્તુપાલે) બે માળવાળી સોનાના કળશથી શોભતી ધર્મમાંડવી કરાવી હતી.

તથા આ મંત્રીએ પોતાના રાજાના કાલક્ષેત્રમાં રેવાના મોટા સંગમ પર( **ચાણોદમાં** ), તેના નામવડે **વીરેશ્વરનું** દેવળ કરાવ્યું હતું.

કુંભેશ્વર નામના તીર્થમાં તપસ્વીઓના પાંચ મઠો સર્વ પ્રકારની ધર્મ–સામગ્રીથી યુક્ત કરાવ્યા હતા." એમ દર્ભાવતીની પ્રશસ્તિમાં જણાવ્યું છે.

**પાવાગઢમાં સ્મારક**

ત્યારપછી શ્રેષ્ઠ નરેશ્વરો દ્વારા, ફૂલમાળથી પૂજાતો મંત્રીશ્વર તેજપાલ, અનેક સિદ્ધો, ગંધર્વો અને કિંનરોવડે સેવાયેલા, તળાવો, નદીઓ, કુંડો અને વૃક્ષોવડે શોભતા, સદા ફલ–વિલાસવાળાં સારાં સારાં વૃક્ષોવડે પ્રાર્થના વિના પણ સર્વ અતિથિઓનું ગૌરવ કરનારા, **પાવક** નામના ગિરીશ્વર ( **પાવાગઢ** ) પર ચડચો. ઐરાવણની જેમ સત્પાદ–સ્થિતિથી શોભતા તે પર્વતના શિખરપર ચડેલો તે પ્રૌઢ મંત્રી ઇંદ્ર જેવો શોભતો હતો. પ્રશસ્ત મનવાળા કવિઓવડે જેના ગુણો ગવાતા હતા અને

અપરિમિત દાનોવડે જે વિદ્વાનોની દુર્દશા ટાળતો હતો. ધર્મધુરંધરોમાં અગ્રણી એવા તે મંત્રીએ તે ગિરીંદ્રના અદ્‌ભુત શોભા–સમૂહને જોતાં અંતઃકરણમાં વિચાર કર્યો કે—

"રાજાના સન્માનને પ્રાપ્ત કરીને જે મનુષ્ય, પોતાના રાજસ ભાવને તજી હિતકારક ધર્મમાં મગ્ન થતો નથી; તે કૃતઘ્નને સુખ–સંપદાઓ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? કહ્યું છે કે–'ધર્મથી ઐશ્વર્ય પ્રાપ્ત કરનાર જે મનુષ્ય, ધર્મને જ હણે; સ્વામિ–દ્રોહરૂપ પાતક કરનાર તે, ભવિષ્યમાં શુભ કેવી રીતે મેળવી શકે ?'

વિમલ ઉદયવાળા, ઇંદ્રને જીતે તેવા તેજવાળા વિમલ-મંત્રીએ પ્રૌઢ પ્રભુતાને પ્રાપ્ત કરીને જગતને આનંદ આપ-નારૂં, શ્રીઆદિજિનેશ્વરનું ઉંચું ચૈત્ય કરાવીને અર્બુદ ( આબૂ ) પર્વતને વિમલાચલ જેવો કર્યો.

અમરોને પણ આશ્ચર્ય કરનારા, પુણ્યાત્મા પાસલિ મંત્રીએ અંબિકાના પ્રસાદથી જગતને આહ્‌લાદ ઉપજાવે તેવા, નેમિનાથના પ્રાસાદનો ઉદ્ધાર કરીને આરાસણ નામના પર્વતને રૈવત દેવત( ગિરનાર ) જેવો ઉચ્ચ કર્યો.

જગતને જીવિતદાન આપનારા કુમારપાલદેવે તારંગ-પર્વતને, ચિત્રકૂટ( ચિત્તોડ ) પર્વતને, ઇલદુર્ગ(ઇડરગઢ) ગિરીશ્વરને, સુવર્ણશિખર( સોનગિર–જાલોરગઢ )ને તથા પારકરપર્વતને વસુધાના આધારભૂત તીર્થરૂપ બનાવ્યા.

તેવી રીતે મ્હારે પણ આ પર્વત ( પાવાગઢ )ને અર્હત્‌નું ચૈત્ય કરાવીને ભવરૂપી સાગરથી તરવાની ઇચ્છાવડે તીર્થરૂપ કરવો જોઇએ.

જેવો તેવો પણ પર્વત, પૃથ્વીનો આધાર હોવાથી લોકમાં તીર્થ તરીકે કહેવાય છે; તો તે જૈનમંદિરથી પવિત્ર થઇને તેમ કહેવાય, તેમાં શું કહેવું ? કહ્યું છે કે—" રૈવતાચલ( ગિરનાર )નાં દર્શન કરતાં, શત્રુંજય ગિરિને નમન કરતાં, અષ્ટાપદ તીર્થનું સ્મરણ કરતાં, સંમેતગિરિનું ધ્યાન કરતાં, પાવકાદ્રિ( પાવાગઢ ) પર ચડતાં અને અર્બુદાચલ ( આબૂ )ને પૂજતાં પવિત્ર ચિત્તવાળા મનુષ્યનું કરોડો ભવોમાં કરેલું પાપ ક્ષય પામે છે. "

પુણ્યલક્ષ્મીના પાત્રરૂપ તે જ મનુષ્ય, પૃથ્વીમાં લોકોવડે ગવાય છે, કે જે સદ્‌ભાવવાળો પુરુષ, પહેલાં તીર્થનો અવતાર કરે. જેઓ આદરપૂર્વક જિનમંદિર કરાવે છે, તેમાં વિવિધ બિંબો કરાવે છે અને ત્રણે જગત્‌માં જયવંત એવાં તે બિંબોને જેઓ પૂજે છે; તે જનો પ્રમોદ આપનારા પુણ્યપાત્ર છે" એમ વિચાર કરીને સુબુદ્ધિમાન્ તે મંત્રીએ ( તેજપાલે ) ત્યાં ( પાવાગઢમાં ) જગત્‌ને આશ્ચર્ય ઉપજાવે તેવો **સર્વતોભદ્ર** નામનો આર્હત પ્રાસાદ કરાવ્યો.[1]

સંપદાવડે ઇંદ્ર જેવા, પ્રતિષ્ઠિતોના પણ પૂજ્ય એવા તે મંત્રીએ (તેજપાલે) કેટલાક મહિના સુધી ત્યાં રહીને દુષ્ટોને

---

૧ કેટલાંક લેખકોએ સર્વભદ્ર જણાવ્યું છે, તે બરાબર નથી. શિલ્પશાસ્ત્ર–વાસ્તુશાસ્ત્રના ગ્રંથોમાં **સર્વતોભદ્ર** પ્રાસાદનો પરિચય મળે છે. આ શ્વેતાંબર જૈનમંદિરની મૂર્તિયોને કેટલાક શ્વેતાંબર જૈનોએ કારણસર કેટલાંક વર્ષોથી ત્યાંથી ઉપાડી લઇ વડોદરાના દાદાપાર્શ્વનાથના મંદિરમાં સ્થાપ્યા પછી **પાવાગઢના** ઉપર્યુક્ત શ્વે. જૈનમંદિરને દિગંબર જૈનોએ દિ. મંદિર કરી પોતાને આધીન અધિકારનું કરી લીધું હોય એમ જણાય છે.

શાસન કરી ચૌલુક્ય ભૂપાલ( વીરધવલ )ના શાસનને પ્રચંડ બલ–પરાક્રમવાળા પલ્લીપતિ રાજાઓના મસ્તક પર આભૂષણ-રૂપ કરાવ્યું હતું.

**ધોળકામાં પ્રવેશોત્સવ.**

ત્યાર પછી હાથીપર ચડાવેલા પાંજરામાં રહેલ ઘૂઘુલને લોકોમાં દર્શાવતા, પ્રૌઢ પરિવારથી યુક્ત મંત્રી તેજપાલ ધોળકા પહોંચ્યા, ત્યારે ત્યાં પ્રત્યેક મંદિરમાં ઘણો મોટો ઉત્સવ પ્રવર્ત્યો હતો. ઉંચે બાંધેલી પતાકાઓવડે ચતુષ્પથ( ચૌટાં )ને શણગારવામાં આવ્યું હતું. વગાડાતાં મહાવાદ્યોવડે દિશાઓનાં મુખો વાચાળ બન્યાં હતાં. સામે આવેલા સમસ્ત રાજવર્ગવડે આગળ કરાયેલા, પૂજ્ય જ્યેષ્ઠબંધુ( વસ્તુપાલ )વડે પણ ભારે સ્નેહથી પ્રીતિપૂર્વક આદર અપાયેલા, ગોખ( ઝરૂખા )માં આરૂઢ થયેલી નગરની નારીઓનાં નેત્રોને ઉત્સવ આપતા તેજપાલે જ્યેષ્ઠબંધુ( વસ્તુપાલ )ના ચરણ–કમલને નમન કર્યું. વસ્તુપાલ પણ, તે વખતે ભાઇને અધિક સ્નેહપૂર્વક ભેટ્યા. સત્કૃત્યોની સ્થિતિ( ઉચિત કર્તવ્ય )માં કુશલ એવો તેજપાલ, વસ્તુપાલને આગળ કરીને આનંદિત થયેલા સ્વજનો સાથે રાજમંદિરે પહોંચ્યો.

નક્ષત્રો જેવા સદાચારી ભૂપાલો( સામંત રાજાઓ )વડે સેવાયેલા, ઉદય પામેલા ચંદ્ર જેવા શોભતા વીરધવલ રાજા સામે મુક્તાફળો, ઘોડા, કરોડો સોનૈયા વિગેરે વસ્તુ તથા દુર્યોધન જેવા ઉદ્ધત આકારવાળા, તેવા પ્રકારના ઘૂઘુલ રાજાને મૂકીને સર્વ સામંતો સાથે તેજપાલે પાંચે અંગોવડે

ભૂમિ–સ્પર્શ કરતાં મહારાણા **વીર**ધવલને પ્રણામ કર્યો. તેજ-સ્વી મુખ–ચંદ્ર ધારણ કરતા, હર્ષવડે અમૃતરસ વર્ષાવતા મહારાણા ઉભા થઈ તેને ભેટ્યા. તેના પરાક્રમને સાંભળી ચમત્કાર પામેલા રાજાએ તેને જે સન્માન આપ્યું, તે કરોડો વચનદ્વારા પણ કહી શકાય નહિ.

**માનીનો માનભંગ.**

સમસ્ત વિશ્વનો દ્રોહ કરનારાઓમાં ધુરંધર, અતિ-પ્રચંડ બાહુદંડના શૌર્યવડે વિકટ આકૃતિવાળા, તેવા પ્રકારની અવસ્થામાં (પાંજરામાં–બંધનમાં) હોવા છતાં પણ દીનતાથી રહિત મુખદ્યુતિવાળા, ગોધ્રાના રાજાને જોઇ, ઉજ્જ્વલ યશવાળા રાજાએ( **વીર**ધવલે ) અંતઃકરણમાં વિચાર કર્યો કે—અહો ! ગોધ્રાના રાજાનું શરીર કેવું તેજોમય છે ? ત્રણ જગત્પર જય મેળવવામાં લાલસાવાળું તેનું બાહુ–પરાક્રમ કેટલું બધું ઉચ્ચ પ્રકારનું છે ?

ત્યાર પછી, તે ઘૂઘુલે જ ભેટ કરેલ કાજળની ડબ્બી અને કાંચળી સાથે શોભતી સાડી રાજાના આદેશથી, ખજાનામાંથી મંગાવીને મહાન્ સચિવે( વસ્તુપાલે ) કુતૂહલથી સકળ રાજાઓના જોતજોતામાં ઘૂઘુલને પહેરાવી.[1] જયલક્ષ્મીની ક્રીડાથી શોભે તેવા તેના કંઠપીઠ પર હઠથી બંધાયેલ અંજન-ગૃહ( મેશનું ઘર–ડબ્બી )તે વખતે શોભતું હતું. મંડલાધીશ્વર ( ઘૂઘુલ )પોતાનો તેવો માન–ભંગ જોઈ, અત્યંત લજ્જિત થઈ પોતાના દાંતોવડે જીભ ખંડિત કરીને તે જ વખતે પ્રાણ–ત્યાગ કરીને પૃથ્વીમાં યશઃશેષ થયો( મરણ પામ્યો ).

---

૧ પ્રબંધકોશમાં જણાવ્યું છે કે–વીરધવલે કાજળનું ઘર તેને ગળે બાંધ્યું અને વંઠોએ તેને સાડી પહેરાવી.

ચૌલુક્ય રાજા( વીરધવલ )ની રાજધાની( ધોળકા )માં વધાપન-મહોત્સવ થયો. ત્યાર પછી, આણેલું તે સર્વ ધન, યથાયોગ્ય સ્થાનમાં સ્થાપન કરીને તેજપાલ, બંધુ (વસ્તુપાલ) સાથે ઉત્સવપૂર્વક પોતાને ઘરે આવ્યો.

**વિજયી વીરનું સન્માન**

કૃતજ્ઞ રાજાએ( વીરધવલે ) અન્ય દિવસે મંડલેશ્વર રાજાઓથી શોભતી સભામાં વસ્તુપાલ બંધુ સાથે સચિવાધીશ તેજપાલને બહુ-માનપૂર્વક બોલાવી પાંચે અંગો પર પ્રસાદ કરી કરોડ સોનૈયા સમર્પણ કર્યા. ત્યાર પછી રાજાએ તેજપાલના ગુણોની સ્તુતિ કરવા ઉત્તમ દ્વિજ કવીશ્વર સોમેશ્વર ( ગૂર્જરેશ્વર-પુરોહિત કીર્તિકૌમુદી-કાર ) તરફ દષ્ટિ-સંચાર કર્યો. તેથી તેણે પણ મનના ઉત્સાહપૂર્વક, ઉંચા હાથ કરીને તેના સાચા સદ્ગુણોની સ્તુતિ ઉચ્ચારી—

" કિચ્ચડથી દુઃખે પાર ઉતરાય એવા, પાણીથી ભરેલા, સેંકડો ખાડાઓથી વ્યાપ્ત એવા માર્ગમાં, ગાડું હાંકનાર ખિન્ન થાય એવી સ્થિતિમાં, ભાર અતિ વિષમ હોય અને કાંઠો દૂર હોય-આવા ગહન પ્રસંગ( કષ્ટભર્યા સંકટ સમય )-માં ભાર વહન કરવા માટે ધવલ (ઉત્તમ વૃષભ, વીરધવલ) સિવાય બીજો કોણ સમર્થ થઇ શકે ? એ હું તર્જની(આંગળી) ઉંચી કરીને મોટા શબ્દવડે કહું છું-પૂછું છું.

પોતાના રાજા પ્રત્યે એકાંત ભક્ત ( પૂર્ણ વફાદાર ) એવા તેજપાલ સુમંત્રીએ ઉત્કટ કંટકોથી વિકટ એવા ભૂમં-ડલને સર્વ .. ? સંશુદ્ધ કરીને પૃથ્વીને ન્યાયવાળી કરી,

કૃતિ જનોને—સજ્જનોને પરમ વૃદ્ધિએ પહોંચાડ્યા—ઉન્નત કર્યા. **વીર**ધવલ રાજાના મંદિરને ઇંદ્ર જેવી સમૃદ્ધિવાળું કર્યું.[1]

રજ—સમૂહ જેવા દુઃસ્થત્વ( દારિદ્ર )વડે કાલિમાને પ્રાપ્ત થયેલી, આશ્રિતોની મુખશ્રેણિને મંત્રી **તેજ**પાલ, આંખના પ્રસન્ન પ્રાંતભાગવડે પ્રક્ષાલિત કરે છે—ઉજ્જવલ બનાવે છે.

વીરધવલ, સમુદ્રપર્યંત ભૂવલયના સ્વામી થાઓ, જે સુકૃતીએ **અશ્વ**રાજના પુત્ર( **તેજ**પાલ )ને શ્રીમુદ્રાના અધિકારી કર્યો; કેમ કે લલાટો પર લખતાં વિધાતાને જે શ્રીકારનું વિસ્મરણ થઇ ગયું હતું, તે શ્રીકારને, વિશ્વ પર ઉપકાર કરવાના વ્રતવાળો આ( **તેજ**પાલ ) સજ્જનોમાં વિસ્તારે છે.

પૃથ્વીતલ પર પ્રાણીઓને સ્વસ્તિ—કલ્યાણોના મંદિર જેવો, બલવાન્ જનોએ કરેલી સ્થિતિ( તેજ )નું પાલન કરતો, વસ્તુપાલનો અનુજ( લઘુબંધુ ) **તેજ**પાલ છે; વિશિષ્ટ બુદ્ધિના સ્થાનરૂપ જેને જોઇને **કામંદકિ**( રાજનીતિશાસ્ત્ર રચનાર ) પોતાના ગુણ—સમૂહ પ્રત્યે બહુમાન ધરાવતો નથી અને સુપ્રસિદ્ધ **ચાણક્ય** પણ હૃદયમાં ચમત્કાર પામે છે.[2] ”

---

१ “ पृथ्वी न्यायवती कृता कृतिजनो वृद्धिं परां प्रापितः
चक्रे शक्रसमृद्धि **वीर**धवलक्षोणीभुजो मन्दिरम् ।
संशोध्योत्कटकण्टकालिविकटं भूमण्डलं सर्वतः
**तेजःपाल**सुमन्त्रिणा निजविभोरेकान्तभक्तात्मना ॥ ”

२ “ अस्ति स्वस्तिनिकेतनं तनुभृतां श्रीवस्तुपालानुजः
**तेजःपाल** इति स्थितिं बलिकृतामुर्वीतले पालयन् ।
आत्मीयं वहु मन्यते न हि गुणग्रामं च **कामन्दकिः**
**चाणक्यो**ऽपि चमत्करोति च हृदि प्रेक्षाऽऽस्पदं वीक्ष्य यम् ॥”

—આ શ્લોક, **આબૂ**ની **લૂણ**સીહ—વસહી નામથી પ્રસિદ્ધ **નેમિ**-જિન—મંદિરની પ્રશસ્તિ( શ્લો૦ ૪૯ )માં શિલાલેખમાં છે.

મંત્રીની સ્તુતિથી પ્રસન્ન હૃદયવાળા થયેલા, દાનવીરોમાં અગ્રણી એવા રાજાએ( વીરધવલે ) તે કવીશ્વરને તેનાં ઔચિત્ય સ્થાનમાં ૩ લાખ સોનૈયા આપ્યા.

ત્યાર પછી, રાજાને નમસ્કાર કરીને, તેના આદેશથી રાજાઓ( સામંતો )થી પરિવૃત થયેલો, પ્રૌઢ હાથી પર આરૂઢ થયેલો, સારા શ્વેત છત્રથી અને વીંઝાતા ચામરોવડે શોભતો, આસપાસના શત્રુઓને ક્ષોભ પમાડતો, કીર્તિ-કલ્લોલ કરનારાઓને પગલે પગલે દાન આપતો, વડિલબંધુ(વસ્તુપાલ) સાથે શોભતો તેજપાલ, નિશાન( વાદ્યો )ના ધ્વનિપૂર્વક, જય જય શબ્દ થતાં, પોતાને ઘરે આવ્યો. આનંદિત થયેલી *બહેનોએ તેનો નીરાજના( આરાત્રિક-મંગલ ) ઉત્સવ કર્યો. મંત્રીએ પણ મહાદાનવડે તેમના મનોરથો પૂર્ણ કર્યા. ”



* મંત્રીશ્વર તેજપાલે અર્બુદાચલ મહાતીર્થ પર કરાવેલ લૂણ-સીહવસહિકા નામના નેમિનાથદેવ-ચૈત્યની જગતીમાં પોતાની ૭ બહેનોના શ્રેય માટે પણ વિહરમાણ અને શાશ્વત જિનોની પ્રતિમાઓથી અલંકૃત દેવકુલિકાઓ વિ. સં. ૧૨૯૩ ચૈત્ર વ. ૮ શુક્રે પ્રતિષ્ઠિત કરાવી હતી. ત્યાંના શિલાલેખો પરથી ૧ ઝાલહણદેવી, ૨ માઉ, ૩ સાઉદેવી, ૪ ધણદેવી, ૫ સોહગા, ૬ વયજુકા અને ૭ પદ્મલા એવાં બહેનોનાં નામો જણાય છેઃ વિ. સં. ૧૨૮૭માં કવીશ્વર સોમેશ્વરે ઉપર્યુક્ત ધર્મસ્થાનની પ્રશસ્તિ [ શ્લો. ૧૭ ]માં

" जाल्हू-माऊ-साऊ [illegible]-सोहगा-[illegible]गाः।
पदमलदेवी चैषां सप्त सोद[illegible]

આ પ્રમાણે [illegible] કર્યાં છે.

# પ્રાસ્તાવિક સાથે આ લેખમાં આવેલાં
# ઐ. વિશેષનામોની અનુક્રમણિકા.





* ...ાનીવાળા ગ્રંથો

| વિશેષનામ | પૃષ્ઠ. |
|---|---|



| વિશેષનામ | પૃષ્ઠ. |
|---|---|

**વિશેષનામ પૃષ્ઠ.**



**વિશેષનામ પૃષ્ઠ.**

| વિશેષનામ | પૃષ્ઠ. |
|---|---|



| વિશેષનામ | પૃષ્ઠ. |
|---|---|

**વિશેષનામ — પૃષ્ઠ.**



**વિશેષનામ — પૃષ્ઠ.**

# પં. લાલચંદ્રજીનાં

## સાહિત્ય-સંશોધન, સંપાદન, અનુવાદ, લેખો વિ.

(૨૪ વર્ષની સાહિત્ય ડાયરી).



**ગ્રંથ-નામાદિ.**

અભિધાનચિંતામણિ ( હૈમ સ્વોપજ્ઞ વિવરણ ) પ્રેસકૉપી
પાર્શ્વનાથ-ચરિત ( સં. ) ભાવદેવસૂરિરચિત ,,
સ્યાદિશબ્દસમુચ્ચય ( સ્યાદિશબ્દદીપિકા સહિત ) સંપાદન
જૈન-પ્રતિમા-લેખ-સંગ્રહ ભા. ૧ લેખન-સંશોધન

,, ,, ( જામનગર, ખંભાત વિ. ના)
શુકસપ્તતિ પ્રા. ગુ. કવિરત્નસુંદરકૃત. વિ. પ્રેસકૉપી
નલાયન, શતાર્થી વિ. પ્રેસકૉપીનું સંશોધન
અભિધાનચિંતામણિ-શેષશબ્દ, ઐ. નામસૂચી, શુદ્ધિપત્રક વિ.
ઉક્તિરત્નાકર ( ઔક્તિક ) પ્રેસકૉપીનું સંશોધન
પ્રબુદ્ધરૌહિણેય, શાકુનસારોદ્ધાર, શકુનચોપાઇ વિ. પ્રેસકૉપી.
ઉત્તરાધ્યયન (કમલસંયમોપાધ્યાયની વૃત્તિ સાથે)ની પ્રેસકૉપી

પંચમી-માહાત્મ્ય ( પ્રા. નો ગુ. અનુવાદ ) ભા. ૧
ત્રિભુવનદીપક પ્રબંધ ( પ્રા. ગુ. આધ્યાત્મિક ) સંશોધન

ભરત-બાહુબલિ રાસ કર્તા શાલિભદ્રસૂરિ. પ્રેસકૉપી.
સંબોધસપ્તતિ વૃત્તિસહિત-ભાષાંતર
વીર-ચરિત્રનાં સાધનો ( ઐ. લેખ )
જેસલમેર ભાં. ગ્રંથસૂચી ( સં. ઐ. પ્રસ્તાવના,
અપ્રસિદ્ધ ગ્રંથ-ગ્રંથકૃત્પરિચય, પરિશિષ્ટાદિ સાથે ) સંપાદન
ક્ષમામુનિ-સ્તુત્યષ્ટક ( સં. ) ક્ષમામુનિ-ચરિત્રમાં

| પ્રેરક પ્રકાશક સંસ્થા. | સ્થલ | મૂલ્ય | વિ. સંવત્. |
|---|---|---|---|
| યશોવિજય જૈન ગ્રંથમાલા | વારાણસી. | ૪-૦-૦ | ૧૯૬૮-૭૧ |
| " | " | ૩-૦-૦ | " |
| સ્વયં સંશોધિત પ્રકાશિત | " | ૦-૧૦-૦ | ૧૯૭૧ |
| પ્રેરક સ્વ. બુદ્ધિસાગરસૂરિજી | | | |
| અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ, | મુંબઈ. | ૧-૦-૦ | ૧૯૭૨-૭૩ |
| સ્વ. વિજયધર્મસૂરિજી | | | ૧૯૭૩ |
| પ્રેરક વિજયેંદ્રસૂરિજી ય. વિ. જૈન ગ્રંથમાળા, ભાવનગર. | | | " |
| " | " | " | " |
| " | " | " | " |
| પ્રેરક ઇટાલિયન ડૉ. એલ. પી. ટેસિટોરી, | બિકાનેર. | | ૧૯૭૪ |
| અન્યત્ર પ્રકાશિત. | | | |
| ય. વિ. જૈન ગ્રંથમાળા, | ભાવનગર. | ૧૪-૦-૦ | ૧૯૭૫-૮૦ |
| પ્રેરક વિજયેન્દ્રસૂરિજી તથા સં. મુનિરાજ જયંતવિજયજી | | | |
| જૈન ધર્માભ્યુદય ગ્રંથમાળા [૧], | વડોદરા. | ૦-૫-૦ | ૧૯૭૭ |
| " [૨] [રા. બ. મો. દે. દ. ધ્રુવદ્વારા પંદરમા ગ્રંથના | | ૦-૮-૦ | " |
| 'પ્રાચીન ગૂર્જરકાવ્ય'માં દ્વિતીય આવૃત્તિરૂપે સંપાદિત.] | | | " |
| (વિ. સં. ૧૨૪૧ નું પ્રા. ગૂ. વીરરસમય અપ્રસિદ્ધ કાવ્ય) | | | " |
| જૈન આત્માનંદ સભા, | ભાવનગર. | | ૧૯૭૮ |
| 'જૈન' | " | | " |
| ગાયકવાડ્ ઓરિએન્ટલ સિરીઝ નં. ૩૧ | વડોદરા | ૩-૪-૦ | ૧૯૭૮ |
| [વિદ્વજ્જન-સમ્માનિત] | | | |
| જૈન ધર્માભ્યુદય ગ્રંથમાળા, | વડોદરા. | | ૧૯૮૦ |

**ગ્રંથ-નામાદિ.**

જૈનપ્રતિમા-લેખ સંગ્રહ (ભા. ૨ જો) સંશોધન પ્રેરક સ્વ. બુદ્ધિસાગરજી
પ્રાચીન ગુજરાતી ભાષાનો ઇતિહાસ ( અપ્રકટ લેખ )
ચૌલુક્ય રાજાઓના સંવતો [ પરિશિષ્ટ ૨ ]
બાલશિક્ષા ( ઐતિક લેખ )
સાધનમાલા [ ભા. ૧ ] સંપાદક ડૉ. ભટ્ટાચાર્યને સંશોધન-સહાયતા

માનસોલ્લાસ [ ભા. ૧ ] સંપાદક શ્રીયુત શ્રીગોંદેકરને ,,
તત્ત્વાખ્યાન ઉત્તરાર્ધ કર્તા ન્યાયતીર્થ ઉ. મંગલવિજયજી, સંશોધન
ધર્મદીપિકા સં. વ્યાકરણ ,, ,, ,,
જૈન ઐ. ગૂર્જરકાવ્યસંચય ( અવશિષ્ટ સાર )
પાટણચૈત્ય-પરિપાટી (પ્રસ્તાવના પર ટિપ્પણી તથા સંશોધન)
શત્રુંજયતીર્થનો ઉદ્ધારક સમરસિંહ ( ઐ. લેખ )

જગડૂશાહ ( ઐ. લેખ )
નલવિલાસ નાટક કર્તા મહાકવિ રામચંદ્ર
( સં. વિસ્તૃત ઐ. પ્રસ્તાવના સાથે )
સિદ્ધરાજ અને જૈનો ( ઐ. વિસ્તૃત લેખ )
શ્રીકેસરિયાજી ( ,,
અપભ્રંશ કાવ્યત્રયી ( પ્રાકૃત, અર્ધમાગધી, અપભ્રંશ, દેશી
ભાષાઓ, જિનવલ્લભસૂરિ, જિનદત્તસૂરિ વિ.
વિસ્તૃત ઐ. ભૂમિકા સાથે ) સંપાદન
વીર-રાસ. ક. અભયતિલકગણિ. [ પ્રા. ગૂ. છાયા
ભીમપલ્લીનું વીર-મંદિર ઐ. નામોના પરિચય સાથે ]
મહાવીર-જયંતી ( બોરસદમાં પ્રમુખસ્થાનેથી વ્યાખ્યાન )
ભારવિનું (?) ભટ્ટિકાવ્ય

| પ્રેરક પ્રકાશક સંસ્થા. | સ્થલ | મૂલ્ય | વિ. સંવત્. |
| --- | --- | --- | --- |
| અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ, | પાદરા. | ૧–૦–૦ | ૧૯૮૦ |
| પુરાતત્ત્વ | અમદાવાદ. | | ૧૯૮૦–૮૧ |
| ” | ” | | ૧૯૮૧ |
| ગા. ઓ. સિ. નં. ૨૬ | વડોદરા. | ૫–૦–૦ | ” |
| ” નં. ૨૮ | ” | ૨-૧૨-૦ | ” |
| ય. વિ. ગ્રંથમાળા, | ભાવનગર. | ૩–૦–૦ | ” |
| ” | ” | ૪–૦–૦ | ” |
| જૈન આત્માનંદ સભા, | ભાવનગર. | ૩-૧૨-૦ | ૧૯૮૨ |
| હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી, | અમદાવાદ. | ૦–૬–૦ | ” |
| જૈનયુગ, મુંબઇ. | | | ” |
| [ મુનિરાજ જ્ઞાનસુંદરજી દ્વારા હિંદીભાષામાં અનુવાદિત ] | | | ” |
| જૈન, ભાવનગર. | | | ” |
| ગા. ઓ. સિ. નં. ૨૯ | વડોદરા. | ૨–૪–૦ | ” |
| [ જૈન શ્વે. એ. બોર્ડ મુંબઇની સં. પરીક્ષા (ધો. ૫, વિ. ૬)માં સ્વીકૃત ] | | | |
| જૈન, ભાવનગર | [અનેક સાક્ષરોથી સન્માનિત.] | | ૧૯૮૩–૮૫ |
| ” ” | | | ” |
| ગા. ઓ. સિ. નં. ૩૭ | વડોદરા. | ૪–૦–૦ | ૧૯૮૩ |
| [ પ્રતિષ્ઠિત વિદ્વાનોથી પ્રશંસિત, બી. એ. ની અર્ધમાગધી પરીક્ષામાં સ્વીકૃત. ] | | | |
| જૈનયુગ, મુંબઇ. | | | ૧૯૮૩ |
| ” ” | | | ” |
| ” ” | | | ” |

**ગ્રંથ-નામાદિ.**

સાધનમાલા [ ભા. ૨ ] સંપાદક ડૉ. ભટ્ટાચાર્ય મહાશયને
    સંશોધનમાં સહાયતા
આરામશોભા-ચરિત્ર ( ઐ. પ્રસ્તાવના )
નાટ્યદર્પણ ( કર્તા પં. રામચંદ્ર, ગુણચંદ્ર ) સંશોધન
ભાવનાસંધિ અપભ્રંશ ક. જયદેવમુનિ
    મિ. મધુસૂદન મોદી એમ. એ. ને સંશોધનાદિમાં સહાયતા
વીરસ્તોત્ર અપ. ગુ. છાયા
રાજ-સેવકોનો ધર્મ ( સં. નો ગુ. અનુવાદ )
જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ ( ઐ. લેખ )
    ,,    ,,    દ્વિતીય આવૃત્તિ
ઉપકેશગચ્છ-પ્રબંધ ( સં. નો હિંદી અનુવાદ )
ત્રિષષ્ટિ શ. પુ. ચ. ઇં. [ પર્વ ૧ ] માં
    અમેરીકન વિદુષી મિસ હેલન એમ્ જોહન્સનને સહાયતા
પ્રાકૃતભાષાની ઉપયોગિતા ( મનનીય નિબંધ )

નર-નારી સંબોધ ( પ્રા. ગૂ. અનુવાદ સાથે )
જૈનોનો દાન-ધર્મ ( અપ્રસિદ્ધ લેખ )
શ્રીસયાજીરાવ-હીરક મહોત્સવ-અભિનંદન-પ્રશસ્તિ ( સં. )
ગુજરાતના વીર મંત્રી તેજપાલનો વિજય
    ( ગોધ્રા, પાવાગઢ અને ચાંપાનેરના અપ્રકટ ઇતિહાસ સાથે. )
ગૂર્જરેશ્વરોના મંત્રીશ્વરો
જૈન તીર્થોનો સચિત્ર ઇતિહાસ ( પ્રથમ ભાગ શત્રુંજય )
પાટણના જૈન ભંડારોનું વિસ્તૃત સૂચિપત્ર
    ( ગ્રંથોના આદ્યન્ત ભાગ અને ઐ. પરિશિષ્ટો સાથે )
અલંકારમહોદધિ ( કર્તા નરેંદ્રપ્રભસૂરિ )

| પ્રેરક પ્રકાશક સંસ્થા. | સ્થલ | મૂલ્ય | વિ.સંવત્. |
|---|---|---|---|
| ગાં. ઓ. સિ. નં. ૪૧ | વડોદરા | ૯-૦-૦ | ૧૯૮૪ |
| જૈન હઠીસિંહ સરસ્વતી સભા, | અમદાવાદ. | | ,, |
| ગા. ઓ. સિ. નં. ૪૮ | વડોદરા. | ૪-૮-૦ | ૧૯૮૫ |
| એ. ભાં. ઓ. રિસર્ચ ઇ. | પૂના. | | ,, |
| જૈનયુગ | મુંબઇ | | ,, |
| ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્યજી | વડોદરા. | ૦-૬-૦ | ,, |
| જૈન રૌપ્ય મહોત્સવ અંક | ભાવનગર. | | ૧૯૮૬ |
| પ્રેરક મુનિરાજ હરિસાગરજી | | | |
| ,, ,, જ્ઞાનસુંદરજી જૈન એ. | જ્ઞાનભંડાર, જોધપુર. | | ૧૯૮૭ |
| ગા. ઓ. સિ. નં. ૫૧ | વડોદરા. | | ,, |
| જૈનધર્મ-પ્રસારક સભા, | ભાવનગર. | | ૧૯૮૮ |
| [ અનેક વિદ્વાનો, મુનિરાજો, પત્રકારો, પ્રો. વિ.થી પ્રશંસિત ] | | | |
| કોઠીપોળ, જૈન સંઘ | વડોદરા. | | ૧૯૯૦ |
| ધર્માધિકારી કચેરી, | ,, | | ૧૯૯૧ |
| સયાજી વિજય તા. ૧૩-૬-૩૫ | ,, | | ,, |
| જૈન ધર્માભ્યુદય ગ્રંથમાળા [ ૩ ] | ભાવનગર. | ૦-૮-૦ | ,, |
| ,, | ,, | | |
| થોડા વખતમાં પ્રસિદ્ધ થશે. | | | |
| ,, ,, | | | |
| ગા. ઓ. સિ. | વડોદરા. | | |
| ,, ,, | ,, | | |

